# અનુભવ તરંગ

(જ્ઞાનભક્તિ અને સ્નેહસંસારનાં કાવ્યો)

લેખિકા:

ગં. સ્વ. તાપીગૌરી માણેકલાલ મુનશી

પ્રકાશક:

કનૈયાલાલ માણેકલાલ મુનશી

બી. એ. એલ. એલ. બી. એડવોકેટ

મૂલ્ય: રુ. ૧—૦—૦

વિ. સં. ૧૯૮૨ ઈ. સ. ૧૯૨૬



"કાશીબાને લાગ્યા રસ રે! સર્વ સુખો તેમણે તજ્યાં;
મંડલીમાં મહાલ્યાં રે! પ્રેમે પ્રભુજીને ભજ્યાં."

તરંગ ૫૭, પૃષ્ઠ ૮૨.

# અનુભવ તરંગ

## અનુક્રમણિકા

## વિભાગ ૧ લો

### પહેલી પંક્તિ

## વિભાગ ૨ જો

## ઉપોદ્‌ઘાત.

**ઉપક્રમ.**

ગયે વર્ષે, ઇ. સ. ૧૯૨૫ ના એપ્રીલમાં હાઇકોર્ટ બંધ થઇ એટલે ભાઇ મુનશીના માયાભર્યા આમંત્રણથી મારો બાબુ અને હું અઠવાડીયું ગાળવા પંચગની ગયા. ભાઇ મુનશીને હું કેટલાંએ વર્ષો થયાં ઓળખું છું અને તેમનાં કુટુંબીઓના પરિચયમાં પણ આવેલો છું, છતાં એ અઠવાડીઆમાં ભાઇ મુનશીના કુટુંબજીવનનાં ત્રણ ચાર સ્તુત્ય તત્ત્વોએ મારૂં ખાસ લક્ષ ખેંચ્યું હતું, એ બધાંએ તત્ત્વોની પાછળ સંતાએલો એક વ્યાપક ભાવ કોઇ હોય તો તે સંસ્કારપ્રેમ (Love of culture). એમનાં બા ગં. સ્વ. તાપીગૌરીને ભાઇ મુનશી "જીજીમા" કહે છે. અને હું પણ તેમને તેજ નામે સંબોધતાં વર્ષો થયાં શીખ્યો છું. એમને જ્યારે જ્યારે જોઉં છું ત્યારે ત્યારે મને ગોવર્ધનભાઇનાં માતુઃશ્રી શિવકાશીમામીનું સ્મરણ થાય છે. બંનેયમાં સમાન તત્ત્વ દેખાવનું જાજરમાનપણું, પ્રભાવશાલી કલાથી ગૃહરાજ્ય ચલાવવાની આવડત, સંસાર વ્યવહારમાં ઘડાયલાપણું અને કુટુંબનાં નાનાં મોટાં સર્વનો વીસામો થઇ શકવા જેટલી અનેકદેશીયતા. એને જુદાં પાડે એવું તત્ત્વ મને એક લાગ્યું છે ને તે એ કે શિવકાશીમામીની સરખામણીમાં જીજીમા ઓછાં પાકાં અને વધારે ભલાં દેખાય છે. બાજુ

પણ એક જુદું પાડે તેવું તત્વ લાગ્યું અને તે એ કે શિવકાશીમામી રૂઢિ ચુસ્ત વધારે. જીજીમા નવા જમાનાને વધારે સમજી શકે અને ઝીલી તથા જીરવી શકે. નવાં તત્ત્વો સ્વીકારવાની શક્તિ એ વૃદ્ધ વ્યક્તિમાં ઘણું માનનીય ગણાય. જીજીમાને જોઇને જ મને માન થએલું–કોઇને પણ થાય એવો તેમનો દેખાવ છે. તે માન અનુભવે સમર્થિત કર્યું હતું, અને છતાં હું પંચગની ગયો ત્યાં સુધી મને ખબર ન હતી કે જીજીમા જુદા જુદા વિષયો ઉપર પદો લખી શકે છે. એ પદો વાંચી જતાંજ મેં ભાઇ મુનશીને કહ્યું કે એ અનુભવના સાદા અને સીધા ઉદ્ગાર છપાવવા જેવા છે. આજે કેટલે વખતે એ બહાર પડી શકે છે.

## ભાર્ગવો.

જીજીમા નાતે ભાર્ગવ બ્રાહ્મણ છે. ભાર્ગવો એટલે વિષ્ણુ ભગવાનને લાત મારનાર ભૃગુ ઋષિના વંશજો. પરશુરામ ભાર્ગવ એ પૃથ્વીને એકવીસ વખત નક્ષત્રી કરનાર રજોગુણની મૂર્તિ. એ પુરૂષપ્રવરોના ગુણો નાતમાં ઉતર્યા હશે? ભરૂચમાં ભાર્ગવો એ એક આગળ પડતી અને અભિમાની કોમ છે અને બીજા બ્રાહ્મણોનાથી જુદી પડી ચોરાશીમાં એ નાત ભળી નથી. ભરૂચ એ એકજ એવું અગત્યનું નગર છે કે જ્યાં નાગરો નથી, અને જે સ્થાન બીજા નગરોમાં નાગરો ભોગવે છે તે સ્થાન ભરૂચમાં ભાર્ગવોનું છે.

## મુનશી કુટુંબ.

ભરૂચના ભાર્ગવોમાં મુનશી કુટુંબ એ એક પ્રતિષ્ઠિત અને અગ્રેસર કુટુંબ ગણાતું આવ્યું છે. તે કુટુંબના મૂલ પુરૂષ કાશનદાસ જુગલદાસ મુનશી પ્રતિષ્ઠિત વકીલ હતા. નાત જાતમાં તેમ ગામમાં તેમની આબરૂ સારી હતી. તેમના પુત્ર નરભેરામ મુનશી ભરૂચની ડીસ્ટ્રીક્ટ કોર્ટમાં શિરસ્તેદાર હતા. તેમની ગણત્રી મુત્સદ્દી અને કાર્ય કુશલ પુરૂષમાં થતી અને તેથી ઘણાઓ તેમની સલાહનો લાભ લેતા. એકંદરે મુનશી કુટુંબે વકીલો અને અમલદારો ઉત્પન્ન કરીને પોતાનું અગ્રેસર સ્થાન જાળવી રાખ્યું છે.

**માણેકલાલ મુનશી.** (વિ. સં. ૧૯૦૯–૫૯=૫૦)

**માણેકલાલ** મુનશી એ નરભેરામ મુનશીના ત્રીજા પુત્ર. તેઓ વસુલાત ખાતામાં અમલદાર હતા અને તે ખાતાની નોકરીને અંગે ગુજરાતના જુદાજુદા ભાગોમાં ફર્યા હતા. તેઓ ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટરની પદવી સુધી ચઢી શક્યા હતા અને કેટલોક વખત સચીન સંસ્થાનના દીવાન નીમાયા હતા. અમલદાર તરીકેની તેમની કારકીર્દી કુશળતાથી અને ઉપરીઓની કદરથી અંકિત હતી. વિ. સં. ૧૯૫૬ના દુકાળના વખતમાં તેમણે કરેલા ઉપયોગી કામની કદર કરતાં લોવેટ ફ્રેઝર "India under Curzon and After" નામના પુસ્તકમાં સર ફ્રેડરીક લેલીના ભાષણનો ઉતારો આ પ્રમાણે આપ્યો છે—

"I make no apology for mentioning this name for the blood of such men is the seed and sop of the Empire."

વર્ણે તેઓ ગોર હતા અને શરીરે ભરાઉ હતા. અમલદારી રૂઆબ તેમના દેખાવમાં અને તેમની બોલીચાલીમાં જણાઇ આવતો. સ્વભાવે ઘણા ઉગ્ર હતા અને તેથી તેઓ કયે વખતે શું કહેશે તે સંબંધમાં ભય રહ્યાંજ કરતો. છતાં નિખાલસ, ચોખ્ખા દિલના અને માયાળુ હતા. મુત્સદ્દીપણું તેમનામાં ન હતું, પરંતુ સાદો અને સીધો સ્વભાવ જે માન અને વિશ્વાસ મેળવે છે તે તેમને મળ્યાં હતાં.

માણેકલાલ મુનશીનું અને જીજીમાનું દંપતીજીવન સુખી હતું. તેનું તાદૃશ અને અસરકારક રેખાચિત્ર ભાઇ મુનશીએ એક સ્થાને આલેખ્યું છે. છેવટમાં સમેટતાં તેઓ લખે છેઃ "બાપાજીને કોઇ મિત્ર નહોતો—જીજીમા સીવાય. જીજીમાને કોઇ સહીઅર હોય એમ જાણ્યામાં નથી. બંને એકબીજા સીવાય કોઇની મદદ માગતાં નહીં કે પરવા કરતાં નહીં."...પિતૃભકત પુત્ર ઉમેરે છે. "એ મરી ગયા ત્યારે ક્યાં સુધી મને દુનિયા આદર્શ વિનાની લાગી હતી."

**જીજીમા: તાપીગૌરી મુનશી.**

જીજીમાનો જન્મ સંવત્ ૧૯૧૧ માં શ્રાવણ સુદ ૭ ને દિવસે થયો હતો. હાલ તેઓની ઉંમર લગભગ ૭૦ છે, છતાં તેમનું શરીર મજબુત, કસાયલું અને તંદુરસ્ત છે. તેઓને નાનપણથી કવિતાઓ રચવાનો શોખ હતો. ધાર્મિક વૃત્તિ પણ નાનપણથી હતી. વાંચવાનો શોખ પણ તેમને પુષ્કળ હતો, અને તે પણ એ જમાનામાં જ્યારે સ્ત્રીઓનો મોટો ભાગ અભણ અને નિરક્ષર હતો. છાપાં વાંચવાં અને દેશદેશાવરની વાતો જાણવી એ તેમને બહુ ગમતું. હજીએ અનેક કૌટુંબિક વિપત્તિઓનાં દુર્ભાગી ભોગ બનેલાં હોવા છતાં તેઓ મનની પ્રફુલ્લતા જાળવી રાખી શક્યાં છે એટલુંજ નહીં, પણ નવી નવી વાતોમાં રસ લીધે જાય છે. આ જેટલું આશ્ચર્ય પમાડે છે તેટલુંજ માન ઉત્પન્ન કરે છે. પ્રાચીન સંસ્કારોમાં ઉછરેલાં હોવા છતાં તેમની સમયાનુંસારિતા ધ્યાન ખેંચે એવી છે. જે વખતે જે સ્થિતિમાં તેઓ મુકાયાં છે તે વખતે તે સ્થિતિને તે પહોંચી વળ્યાં છે.

માણેકલાલ મુનશી જેવા મોજાજમાર્તને સાચવવા એટલે જેવો તેવો સ્નેહ, જેવી તેવી ધીરજ અને જેવી તેવી યુક્તિ નહીં. જ્યાં સુધી પતિ જીવ્યા ત્યાં સુધી તેમને પરમેશ્વર સમાન માની તેમની સેવા કરવી એ શતકોથી ચાલી આવતી આર્યપત્નીઓની પ્રણાલિકાજ જીજીમા પાળતાં. પરંતુ તેઓ માત્ર અનુચરી ન હતાં. નવા જમાનાનો પુરુષ જે મૈત્રી પત્ની તરફથી માગ્યાં કરે છે તે મૈત્રી તેમણે પોતાના પતિને આપી હતી, અને તેમ કરીને લગ્નના સહધર્મભાવના તૃપ્ત કરી હતી.

એ મૈત્રી તૂટતાં જીજીમાને કેવો આઘાત થયો હશે? ઇ. સ. ૧૯૦૩ માં માણેકલાલ મુનશી વિદેહ થતાં જીજીમા વિધવા થયાં અને ત્યારથી તેમના જીવને પલટો ખાધો. તે પછી તેમની પુત્રીઓ વિદેહ થઇ અને કુટુંબ ઉપર ઘા પછી ઘા પડવા માંડ્યા. જીજીમાની પાસેથી આ સમયનો વૃત્તાંત સાંભળતાં સ્વાભાવિક રીતે હૈયું ભરાઇ આવે છે. બેશક, તેઓ પોતાના પ્રાપ્ત ધર્મો બજાવે જતાં હતાં, પરંતુ તેમનું હૃદયાકાશ વાદળાંથી અણ-

છવાયલું ન હતું. આ અનુભવોના તરંગો ઉદ્દગારો તેમનાં કેટલાંક પદોમાં મૂર્તિમંત થયા છે. ઉમેરવા જેવું એટલુંજ છે કે દુઃખોના ડુંગરાઓ નીચે દટાઇ ન જતાં પોતાના આત્મવિકાસના સાધનરુપ તેમણે તે દુઃખોને બનાવ્યાં.

## જીજીમાનાં પદો.

જીજીમાનાં પદો સંબંધી વિગતવાર પૃથક્કરણ કે પરીક્ષણ કરવાનું ઠીક ધાર્યું નથી. વાચક પોતાની મેળે પોતાના નિર્ણયો રચી લે એજ ઠીક છે. માત્ર ત્રણ મુદ્દાઓનો સ્પર્શ અત્ર કરવા જેવો છે.

(૧) જીજીમા રીતસર કેળવાયલાં વિદુષી નથી, પરંતુ જેમની ગણત્રી "બહુશ્રુત" માં થાય છે તેવાં તે છે. તેમની બહુશ્રુતતાએ તેમની કુદરતી શક્તિઓને ખીલવી છે. પદોની ગેયતાની દૃષ્ટિથી તથા લખાવટની દૃષ્ટિથી જણાતી કેટલીક કચાશનો ખુલાસો ઉપરની સ્થિતિમાંથી મળી શકશે.

(૨) જીજીમાનાં પદો—અનુભવ તરંગમાંથી કેટલાંક પદો સ્નેહ અને સંસારને લગતાં છે. અનેક વિવિધ અનુભવોવાળી લાંબી જીંદગીના સારરુપ એ ઉદ્દગારો છે. તે ઉદ્દગારો સાદી, સીધી અને સચોટ રીતે રજુ થયા છે.

(૩) હીંદમાં વૃદ્ધ કે દુખીઆરાં માણસો તત્ત્વજ્ઞાનનું આશ્વાસન શોધે છે તેમ જીજીમાએ પણ શોધ્યું છે. આ શોધથી નીપજતી મનોદશા અને જ્ઞાનના ઉદ્દગારરુપ જ્ઞાનભક્તિનાં પદો "અનુભવ તરંગ"માં પ્રધાન સ્થાન રોકે છે.

## ઉપસંહાર.

જીજીમાના—"અનુભવિની"—ના "અનુભવ તરંગો" ધ્યાનપૂર્વક જોઇ જવામાં ઉપયોગી થવાની મારી તીવ્ર ઇચ્છાનો મારા અણધાર્યા મંદવાડે અમલ ન થવા દીધો. આ ઉપોદ્દઘાત લખવા જેટલુ સદ્દભાગ્ય મારું થઇ શકયું છે તેથી મેળવાય એટલો સંતોષ માનું છું. મારી પ્રવૃત્તિના

એજ પ્રેરકો છેઃ (૧) મિત્ર ધર્મ, (૨) ગુણપૂજા. ખરૂંજ કહ્યું છેઃ गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः। ગુણીજનોમાં જે પૂજવા યોગ્ય છે તે તેમના ગુણ છે–નહીં કે જાતિ, નહીં કે વય.

આઇનાબાગ, ગીરગામ,
મુંબાઇ, તા. ૩૧–૩–૧૯૨૬. } ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# અનુભવ તરંગ

## તરંગ ૧

**[તમે પોઢોને સારંગપાણી ! તોરી અખીઆંમેં નીંદ ભરાણી–એ રાહ.]**

શું એહાં છો આળસ આણી ? નથી લેતાં અંતર જાણી.
શાને દેહ મનુષ્યનો ધરીએ ? શાને કોલ જહરમાં કરીએ ?
બીજી વાત કરો શું વખાણી ? નથી લેતાં૦

મારું તારું શાને કરો છો ? આવી મમતા શાને ધરો છો ?
કાળ આવે થશે ધુળધાણી; નથી લેતાં૦

વાળી વાસની કાઢી લેશે, દેહ સુંદર ફુંકી દેશે,
માટે હાલ વખત લે જાણી; નથી લેતાં૦

હાલ અવયવ છે સૌ સાચા, પછી પડી જશે તે કાચા,
ત્યારે ભરશો નયને પાણી; નથી લેતાં૦

## ૨

પહેલાં અંતર ખોલી જુઓ, પાંચ શત્રુને મનથી ખુઓ,
રાગદ્વેષને નાંખો તાણી; નથી લેતાં૦
અંતર આત્માને પીછાનો, માયા વસ્તુ ખોટી માનો,
જાણો એકસરખાં સહુ પ્રાણી; નથી લેતાં૦
જ્ઞાન દૃષ્ટિ સાચી કહાવે, સાર–અસાર ચિત્તમાં લાવે,
સાર સમજે એ એંધાણી; નથી લેતાં૦
ઓળખ્યાથી આનંદ થાશે, છતી દેહે વિદેહી કહેવાશે,
મારું કહેવું લેજો સાચું માની. નથી લેતાં૦

તા. ૨–૭–૧૯૦૮.

## તરંગ ૨

**[ આવો આવો જસોદાના કહાન! ગોઠડી કરીએ રે—એ રાહ.]**

ચાલો ચાલો હરિના જન! આપણે જઈએ રે,
રૂડું આત્મજ્ઞાનનું વન રંગીમણી લહીએ રે.

ભેટો સજ્જન! સંતને સંગ ઉલટથી દોડી રે,
એવા મનમાં ધરીને ઉમંગ, રાગદ્વેષ છોડી રે.

કરો અંતરમાં ઉજાસ, મન સ્થિર રાખો રે,
તેથી થશે સ્વરૂપનો ભાસ, નહીં રહે ભટકો રે.

જ્યારે ઝાઝા થાશે દિન, સમજ નો પડશે રે,
પછી ખોળતાં ખોળતાં બ્રહ્મ તમને જડશે રે.

એવો મનમાં રાખો વિશ્વાસ, જો સુખ તાકો રે,
ખોટો લોકાચારનો ત્રાસ મનથી ઉથાપો રે.

એ તો સ્થૂલ શરીર સંબંધ છુટી જાશે રે,
કરો સૂક્ષ્મ દેહનો સંગ, જ્ઞાન જ થાશે રે.

## ૪

ક્રમે કરી ચઢાશે એ માર્ગ, જે છે શ્રમનો રે,
થાશે ઉદય તેથી ભાગ્ય રાહ એ બ્રહ્મનો રે.
એમાં નહીં બેસે કૈં દ્રવ્ય, જેથી કોઇ રોકે રે,
જ્ઞાનમાં ભર્યું અમુલખ સર્વ, થોકે ને થોકે રે.
માટે શક્તિ પ્રમાણે લઇ હૃદયે ભરવું રે,
આનંદ લેવો ને પાછો દઇ, ત્યાંથી વિચરવું રે.
અનુભવિનીને ઉલટ, દીલમાં વ્યાપી રે,
પછી પોતા કેરે ઘટ વૃત્તિ સ્થાપી રે.

તા. ૫-૮-૧૯૦૯.

## તરંગ ૩

**[ પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે–એ રાહ. ]**

ચાલો ચાલોને જોવા જઈએ શ્યામને રે,
વ્હાલા ! ખોલોને અંતરકેરું જ્ઞાન,
હું તો સ્થિર થઈને બેઠી તારે બારણે રે.

**( સાખી )**

મુજ હૃદયે અજ્ઞાન છે, તમે પુરુષ પુરાણ;
જ્ઞાનથી પામું પ્રભુને, પડે મને તમ જાણ.

પ્રભુ ! સંતાયા છો બોલો કયા સ્થાનમાં રે ?
ચંચલ મનડાને હું રાખી બેઠી હાથ,
ઉભી અધારી હું બની રહી બ્હેબાકળી રે.

**( સાખી )**

નિશદિન તારી શોધમાં ભમી રહી ભગવાન
ષટ્ શત્રુ આડા પડ્યા, ભુલી તેથી ભાન.

કરુણા કરીને મુજને દર્શન દોને હે હરિ રે!
શાને છુપાયા છો અંતરમાં ભગવાન?
તમને મળવા તલસે મનડું મારું હોંસથી રે.

(સાખી)

ચિત્તે સ્થિરતા પ્રેમની, સંગ નહીં દુર્જન;
લોકાચાર ઉભો થયો, પણ રહેવું તુજ સંગ.

મારા છબીલા! કાં દી છુપો છલ નવ કીજીએ રે.
મારા મનના સ્વામી! જોવું તારું ધામ.
ક્રાંમ દીલમાં દીન પર કરુણા વ્હાલા! કીજીએ રે.

(સાખી)

કરુણા તારી ના થશે, શ્રમ જાશે સૌ ફોક;
શ્રદ્ધા સર્વ ઉડી જશે, હાંસી કરશે લોક.

બેહાલ બની હું વેગે વ્હાલા! આવજો રે.
શાને મુંચવો મુજને આમ તમે ગોપાલ?
વ્હેલા પ્રેમ કરીને કરુણાનિધિ! પધારજો રે.

(સાખી)

અનુભવિની ઉત્સાહથી ઝાલે છે તમ હાથ;
જીવ ફીટી શિવ એ બને, રાખો હૃદયે નાથ!

શાંતિ મળશે મુજને ગુણ તારા ગાવા થકા રે,
એવો નિશ્ચય મેં તો કીધો છે મન સાથ.
મુંને કોણ હઠાવે તારા અઢળક પ્રેમથી રે?

તા. ૧૦-૧૦-૧૯૦૯.

## તરંગ ૪

**[સીતાજીના મહીનાની ચાલ.]**

મારા ચન્દ્રશેખર મહારાજ! ચરણ શીર નામું રે,
મારાં સિદ્ધ કરો સહુ કાજ, પરમ પદ પામું રે.
મજ રંક શીરે નમ હાથ મુકો કામ થાયે રે.
તમ કૃપા નહીં જો નાથ! વૃથા શ્રમ જાયે રે.
પ્રભુ ત્રણે ગુણેથી પર દયા દીલ લાવો રે,
હું પર ત્રણે ગુણોના થર, મને તો બચાવો રે.
ધરું નિત્ય તમારું ધ્યાન, ધ્યાનમાં લેજો રે,
હૃદયે રહેજો અંતરયામ! દીલે સુખ દેજો રે.
મને પડી હવે ઓળખાણ, હવે નવ વ્હાશો રે,
કાપો અંતરનાં અજ્ઞાન, આઘા નવ જાશો રે.
અનુભવિની યાચે રોજ, કુલ વૃદ્ધ માની રે,
દેજો શરણ તમારું અમોલ, પોતાની જાણી રે.

**તા. ૨૫–૧૦–૧૯૦૮.**

## તરંગ ૫

**[ઓધવરાજ! અમને ગોકુળીએ લઇ ચાલો રે-એ રાહ.]**

મનડા મહારાજ! અમને આત્મ ભણી લઇ ચાલો રે,
મનડા મહારાજ! અમને.

આણી તીરે વૈરાગ્ય, પેલે તીરે માયા,
વચમાં શાને અથડાવો રે? મનડા મહારાજ! અમને.

થોરે થોરે જ્ઞાનમેં ટુંકી ટુંકી બુદ્ધિ,
તમ વીણુ કેમ જવાય રે? મનડા મહારાજ! અમને.

અગાધ અજ્ઞાનમેં જ્ઞાન સરસવ સમ,
પંચ વમળમેં પડાય રે. મનડા મહારાજ! અમને.

મન નાવ થઇ ચિત્તવૃત્તિ બેસાડો,
સ્હેજમાં પાર પમાય રે. મનડા મહારાજ! અમને.

તા. ૪-૧૧-૧૯૦૮.

## તરંગ ૬

[ કામણુ દીસે છે અલબેલા ! તારી આંખમાં રે–એ રાહ. ]

પરિબ્રહ્મ પોતાની છે પાસ, ધ્યાન કોનું ધરૂં રે ?
જગમાં જ્યાં ત્યાં જગપતિ ભાસે, ચિંતન શું કરૂં રે ?
પરિબ્રહ્મ૦

પ્રકટ કર તું ફેર આનંદ, માયા કેરો ખોટો ફંદ,
તુજને લાગ્યો તેનો છંદ, લખ ચોરાશીમાં ફરે રે.
પરિબ્રહ્મ૦

જોને તપાસી તું તુજ તનમાં, જ્ઞાન દૃષ્ટિને રાખો મનમાં,
ભાસે બ્રહ્મ જ સઘળા જનમાં, ખોટાં ડગ તો કાં ભરે રે !
પરિબ્રહ્મ૦

તન જોયાથી તુરતજ જડશે, કોટિ કલ્પો ફોકટ ફરશે,
કાંઈ નહીં તેમાંથી વળશે, મિથ્યા વાદ શાને કરે રે !
પરિબ્રહ્મ૦

આપ જોયા વીણુ સાર ન મળશે, આયુષ્યજ ભોગવવું પડશે,
ખોટી ખટપટ કયાં સુધી કરશે ? માયાભાર માથે ભરે રે ?

પરિબ્રહ્મ૦

તનમાં ત્રિગુણાતીત વસે છે, શાને બાજે લેવા ધસે છે ?
હમણાં જોને કાળ ડસે છે, જોવા તક ક્યારે જડે રે ?

પરિબ્રહ્મ૦

રાખ સુરત સત્–ચિત્–આનંદમાં. શ્રેર એમ કે જાને વનમાં,
એહ બ્રહ્મ પોતાના તનમાં, નિશ્ચે જ્ઞાન ગહને ફરે રે.

પરિબ્રહ્મ૦

તા ૮-૬-૧૯૦૯.

## તરંગ ૭

**[પ્રભુ! તારા બાનાની પત રાખ–એ રાગ.]**

પ્રભુ! તારી ઓર છે ગહન ગતિ, શુદ્ધ કરે છે સર્વ મતિ રે, પ્રભુ૦
વિચારી પ્રભુ! હું એ વીરામું, તુજ કૃપાએ આનંદ પામું રે, પ્રભુ૦
સર્વ કૃત્યો મેં તને સોંપ્યાં, સર્વ તેં ચિત્તે આરોપ્યાં રે, પ્રભુ૦
સત્યનો સહાયક વ્હાલોજી થાશે, તેથી સંકટ ભવનાં જાશે રે, પ્રભુ૦
હું તો ફરું છું તારામાં મગ્ન, ભંગ કીધો તેં માયા યજ્ઞ રે, પ્રભુ૦
મને ભરોસો તારો રે આવે, તેમાં બીજું કોઇ ના ફાવે રે, પ્રભુ૦
સર્વમાં પ્રેરણા તારી રે ફરતી, તુજ આજ્ઞાએ વીચરતી રે, પ્રભુ૦
કર્તા ને ભોક્તા હરિ! તુંથી થાયે, હું તું વાતો બધી મિથ્યા રે, પ્રભુ૦

તા. ૭–૮–૧૯૦૯.

## તરંગ ૮

**[ ડર મા તું દીલ સાથ છોકરા ! ડર મા તું દીલ સાથ–એ રાહ. ]**

સમજી લે મનમાંજ હરિજન ! સમજી લે મનમાંજ.
મનમાં થયું ક્યાં મળે મુરારિ ? કાશી ક્ષેત્રમાં જોઉં હું ધારી,
વૃંદાવનમાં કુંજવિહારી, જોઉં ગોકુલમાં ગિરિરાજ.

હરિજન૦

ગયા ત્રિવેણીમાં નિશ્ચે જડશે, સેતુબંધમાં ઠેકાણું પડશે,
બદ્રીનાથ મથુરામાં મળશે, સઘળે જાઉં જોવાને કાજ.

હરિજન૦

ત્ર્યંબક માંહી હશે ત્રિપુરારિ, ગંગા દ્વારમાં ખોળું હું ધારી,
સરિતાબ્ધિનાં શોધું હું વારિ, મને ક્યાં મળશે મહારાજ ?

હરિજન૦

પુજ્યું છું મૂર્તિ અનેક અપાર, તુલસી બીલી રુદ્રાક્ષના હાર,
દીઠા નહીં તેમાં કીરતાર, ભભુતી ચોળી મેં મુકી લાજ.

હરિજન૦

વ્રત એકાદશીનાં મેં લીધાં, અન્ન ગુરુથી કામ ન સીધ્યાં,
હરિ જોવાના ઉપાય કીધા, ખોળી ખોળી આવું છું વાજ.

હરિજન૦

પ્રાણ યાત્રાનો માર્ગ છે અઘરો, શ્વાસ રુંધનમાં લાગે છે કપરો,
જ્ઞાનથી શોધી પ્રભુને સમરો, વૃથા યત્ન કરો શા કાજ ?

હરિજન૦

દીઠા નહીં મેં ગુરુ સેવામાં, દીઠા ન લોભીને દાન દેવામાં,
દીઠા ન અહં બ્રહ્મ કહેવામાં, સરે જ્ઞાન વિવેકથી કાજ.

હરિજન૦

ફરી ફરીને થાકયા છે ચરણ, મનુષ્ય દેહમાં જાશે આવરણ,
દેહે થતી હું ચાલી છું જીરણ, પાણી પહેલી બાંધો પાજ.

હરિજન૦

શરીર નબળે યોગ અશકય, જ્ઞાનનો માર્ગ તો બુદ્ધિને શકય,
શોધી તન કરો પરિપકવ, હોલાય જેથી અંતરદાઝ.

હરિજન૦

કરો શાસ્ત્રોનો અભ્યાસ ઘણો, શ્રવણ મનન નિદિધ્યાસ તણો,
સ્વયં પ્રકાશ જ્ઞાનથી બનો, તન શોધેથી સરશે કાજ.

હરિજન૦

પુષ્પે રહે છે જેમ સુગંધ, કાષ્ઠમાંહી અગ્નિ સંબંધ,
આત્મારામનો દેહથી બંધ, કરો મિથ્યા વસ્તુ ત્યાજ.

હરિજન૦

નથી એ વીણુ ખાલી કો કામ, નિરાકાર સાકાર તો નામ,
વ્યાપી રહ્યો છે સઘળે રામ, સાચો ઘરનો એ શીરતાજ.

હરિજન૦

નહીં અજ્ઞાન જ્યાં સુધી બળશે, પંચ વિષય તે કેમ ટળશે?
હવે પુર્ણબ્રહ્મ કેમ મળશે? જેવો વર વિનાનો સાજ.

હરિજન૦

વેદ વર્ણવે રુપ—અરુપ, નેતિ નેતિ કહી થયા સૌ ચુપ,
જ્ઞાન ગમ્યજ એ સ્વરુપ, ભાળો ભીતર બ્રહ્મમહારાજ.

હરિજન૦

પંચ કોષ ને પેલે પાર જ્ઞાન દૃષ્ટિએ દીઠા કીરતાર,
આપો આપજ બ્રહ્માકાર, જ્ઞાને ગોતોની ઘટની માંજ.

હરિજન૦

અનુભવથી એ જાણી છે વાત, પ્રભુ હવે દીઠા સાક્ષાત,
મન શ્રદ્ધાથી માને સાચ, જ્ઞાન બુદ્ધિએ તરશે આજ.

હરિજન૦

ઉદ્ભીજ, અંડજ, સ્વેદજ રહે છે, જરાયુજમાં જ્ઞાન પ્રેરે છે,
ચલન શક્તિ સઘળે કરે છે, સમજી લેજોની અંત સમાજ!

હરિજન૦

એવા પર બ્રહ્મની બલીહારી, અનુભવિનીને લેશે ઉગારી,
સંસારના ત્રિતાપ નિવારી, જાઉં બ્રહ્મ ચુકી હું કયાંજ?

હરિજન૦

તા. ૫–૯–૧૯૦૯

## તરંગ ૯

**[ કામણ દીસે છે અલબેલા ! તારી આંખમાં રે-એ રાગ. ]**

હું તો વાત કહું છું સાંભળ તારા કામની રે !
તું તો શીખામણ સમજી લે મળવા રામની રે !
આત્મારામને મળવા ધારે, જમા હોય તે માંડ ઉધારે,
જ્ઞાનતણું ભંડોળ કર ભારે, મથી દિવસ ને જામની રે !
હું તો૦ ૧

છ શત્રુ તેં શે નવ જીત્યા ? વાત બધી તેં કરી છે મિથ્યા,
દહાડાઓ સૌ દુઃખમાં વીત્યા, મન હવે સમજાવની રે !
હું તો૦ ૨

નવ દરવાજા બંધ કરીને, ઠામ બેસ તું સ્થિર ઠરીને,
હૃદયે નિર્મલ જ્ઞાન ધરીને, અંતર આનંદ પામની રે !
હું તો૦ ૩

જ્ઞાન વીશે વીચારી જોને, છ શત્રુઓ મનથી ખોને,
આત્મારામે ચિત્ત પરોવી, હૃદય મહીં દેખાશે મૂર્તિ રામની રે !
હું તો ૪

કહણુ કામની વાતો સાચી, પડે નજર તો ખેંચની પાછી,
તેમાં જોઇ રહેવું નવ રાચી, મારણહારી વાતો એ તો કામની રે !
હું તો૦ ૫
બીજો ક્રોધ કહણ છે કેવો ! ઘી હોમેલા અગ્નિ જેવો,
ક્ષમા–શાંતિએ મારી દેવો, હૃદયે શમતા જમાવની રે !
હું તો૦ ૬
ત્રીજો મદ અભિમાનનો ગોટો, આપ અંતરે કાઢે દોટો,
અનિયમિત જાવાથી ખોટો, એ વાત તું નિશ્ચય જાણની રે !
હું તો૦ ૭
મોહમંત્રની મુક્તા માળા, નયન જોઇને શીદ કરે વહાલાં ?
પર પદાર્થ જેવાં રુપાળાં, પોતીકાં તેવાં માનની રે !
હું તો૦ ૭
લોભ મહીં લાલચ શે રાખે ? પરનું લાવી ઘરમાં નાંખે,
એ દેહનું બંધન આખે, નિર્લોભી વૃત્તિ તું ઉરમાં છાપની રે !
હું તો૦ ૯
મત્સરમાં શું મમતી ! મહાલે ? તુંથી તો પાંદડું નહીં હાલે,
જાતાં કહે જીવને કો ખાળે ? માટે બ્રહ્મ તું ભાળની રે !
હું તો૦ ૧૦
શત્રુ તો જીતવો છે સહેલો, ઉંચો સ્વરે જો નીચો મેલો,
આત્મારામ છે સૌમાં પહેલો, માટે બ્રહ્મ પદ પામની રે !
હું તો૦ ૧૧
માયા તુંને જાય જો તાણી, શુદ્ધ ચેતન તે આપજ જાણી,
મુળ સ્વરુપ તું તેને માની, વાત અનુભવિનીની ઘેલા ! માનની રે !
હું તો૦ ૧૨

તા. ૧૨–૨–૧૦

## તરંગ ૧૦

**[ પ્રેમની પીડા તે કોને કહીએ ? મધુકર ! પ્રેમની— એ રાહ. ]**

અંતરે મળ્યા અવિનાશી, હરિજન ! મને અંતરે મળ્યા અવિનાશી;
ગઇ ભવભાવટ નાસી, હરિજન ! મને અંતરે મળ્યા અવિનાશી. ૧

પાંચ શત્રુઓ મેં તો પરા કીધા છે, દીઠી હૃદયે જ્યોતિ પ્રકાશી;
હરિજન ! મને૦ ૨

રાગ ને દ્વેષમાં રાચ્યું નથી હું, રહું છું સંસારે ઉદાસી;
હરિજન ! મને૦ ૩

માયા ને મમતા મેં મનથી મુકી છે, બ્રહ્મની ભાવના પ્રકાશી;
હરિજન ! મને૦ ૪

દસ ઇંદ્રિઓ મેં તો અંતરે વાળી, જેમ સંકેલાએ અહરાશી;
હરિજન ! મને૦ ૫

મનડું મેં વાળ્યું માંહેલા મંદિરમાં, બેઠું છે આત્મા ઉપાસી;
હરિજન ! મને૦ ૬

જનક વિદેહી જેવાં કાર્ય કરીને, રહેવું સંસારે નિવાસી;
હરિજન! મને૦ ૭

અનુભવિનીને લક્ષ્યજ લાગ્યું, થઇ બ્રહ્મ પ્રેમની પ્યાસી;
હરિજન! મને૦ ૮

તા ૨૫ ૨-૧૦

## તરંગ ૧૧

[ રાગ ઉપરનો.

રામ હ્રદય માંહી મળીઆ, હરિજન ! મને રામ હ્રદયમાંહી મળીઆ;
જનમ મરણ ફેરા ટળીઆ, હરિજન ! મને રામ હ્રદય માંહી મળીઆ.
આનંદ અંતરે ઉછળી રહ્યો છે, નવ જાય મન વાણી કળીઆ,
હરિજન ! મને૦ ૧
નિર્માલ્ય વસ્તુ નહીં કોઇ હૈયે, બ્રહ્મ બીરાજ્યા માંહી બળીઆ;
હરિજન ! મને૦ ૨
અવની જળે એ ઘટઘટ માંહિ, બ્રહ્મ રગેરગ ભરીઆ;
હરિજન ! મને૦ ૩
કીડી કુંજરમાં સરખા દેખું છું, ફળ ફુલમાં એ તો ફળીઆ;
હરિજન ! મને૦ ૪
જ્ઞાન કસોટીએ સઘળે દેખાશે, આનંદે કર ઉછળીઆં;
હરિજન ! મને૦ ૫
ચેતન સ્વરૂપે બ્રહ્મ બીરાજે, અનુભવિનીને મળીઆ;
હરિજન ! મને૦ ૬

તા. ૨૬-૨-૧૯૧૦

## તરંગ ૧૨

[ રઘુપતિ રામ ! હૃદેમાં રેહેજો રે—એ ઢાળ.]

કેવું છે દેહરૂપ દેવળીયું રે, અણુઘડ જેવું એ તો ઘડીયું રે,
પંચ રંગેથી એને મઢીયું; કેવું છે એ—૧

એમાં સાત મળ્યાં છે શિખરરે, એમાં ભેદ નહીં નારી નર રે,
એ તો જોયા જેવાં ખરેખર; કેવું—૨

એવડ કોટ ને કાંગરા ત્યાંહી રે, ભર્યાં માંસ રુધિર તે માંહી રે,
નાડી જાળ થકી ગુંથાઇ; કેવું—૩

ખાસ મુકી છે માંહ્ય ચણી રે, પાંચ પુરુષ તો એમાં ધણી રે,
એ તો હાલતી એનાથી બની; કેવું—૪

એનો રાત દિવસ ફેરા ફરતું રે, ચોકી શિવ તણી એ કરતું રે,
સ્વામી વિના પલક નહીં ઠરતું; કેવું—૫

દશ દરવાજે મજબુત કરીયું રે, તોયે પાંચ ચોરે ઘર કરીયું રે,
તેની પાંચ દાસી હજુરીયું; કેવું—૬

માંહે જીવરૂપી શિવ હોય રે, તેમાં પેસી શકે નહીં કોઈ રે,
શિવ બેઠા બેઠા બધું જોય; કેવું—૭
એક હરિજન તેમાં જાય રે, પછી શિવરૂપ પોતે થાય રે,
ત્યારે ચોર તે નાસી જાય; કેવું—૮
પ્રેમ પુષ્પથી સેવા કરે એ રે, ચિત્ત ચંદન પોતે કરે છે રે,
ધુણી ધ્યાન ધુપ કેરી ધરે; કેવું—૯
અનુભવિનીની એવી વાત રે, જાને જોવા પોતાની જાત રે,
ઉંડું લહું ખોળે ખરેખાત; કેવું—૧૦

તા. ૨૦-૭-૧૯૧૦

## તરંગ ૧૩

**કરૂણાલય કેશવ! કમલાપતિ કમલનયન મરહન કાલી–એ ઢાળ ]**

આત્મારામ અખિલ તું ઇશ્વર! આધાર જગત આનંદકારી!
નિર્ગુણ નામ નિરંતર નિર્મલ નીરખું નેન ભરી નીરાકારી!
ભીતર ભયભંજન બ્રહ્મભરીઆ, ભક્ત તણા ભવદુઃખહારી!
શાંતિકરણ સદ્દગુણ દેનારા! શુભ મતિ દે મુજને ભારી!

તા. ૨૪–૯–૧૯૧૦.

## તરંગ ૧૪

**[ હરિ ભજી લે ને વારંવાર ઉમરીઆં થોરી–એ રાહ. ]**

બ્રહ્મ માની લેને નિરાકાર, જ્ઞાનેથી ચિત્ત ચોઢી, જ્ઞાનેથી૦
પિતા થઈને પુત્રને ભજતા ધાતુ પાષાણે જીવ જોડી, જ્ઞાનેથી૦
ચૈતન્યતત્ત્વને શોધી શકયા નહીં, પામરે પકડી કોડી, જ્ઞાનેથી૦
આપ અંતરથી લેઈ શકયા નહીં, લેવા જાય બહાર દોડી! જ્ઞાનેથી૦

તા. ૨–૧૦–૧૯૧૦.

## તરંગ ૧૫

[આવી ગુજરાત અગન ફેરી ગાડી રે આવી–એ રાહ.]

રાખો નહીં અભિમાન કાયાનું રાખો નહીં રે !
ઓ નહીં ગુલતાન માયામાં થાઓ નહીં રે !

### (સાખી)

પચીસ તત્ત્વનો દેહ આ, એનો શો અહંકાર ?
કાયા કુંભ સમી ઘડી, એને વણસતાં તે શી વાર ?—કાયાનું૦ ૧
પંચ મહાભૂતનું પુતળું, તેનું શું વર્ણન;
હું‌પદ છોડી ભાવથી, કરો આત્મ કેરું દર્શન—કાયાનું૦ ૨
પૃથ્વી જળ ને તેજ છે વાયુ ને આકાશ;
પંચ મહાભૂત ભેગાં થઇ, થયો દેહ તણો આભાસ—કાયાનું૦ ૩
પૃથ્વીનાં તો પાંચ છે—અસ્થિ, માંસ ને ચમ
નાડી રુવાંટાં મળી, ગણતાં પાંચ થયાં એ સર્વ—કાયાનું૦

જળનાં બોલું સાંભળો, જાણો તેનો ભેદ;
શુક્ર, શોણિત ને લાળ છે, મૂત્ર, શરીરનો સ્વેદ—કાયાનું૦ ૫
તેજ તો અગ્નિરૂપ છે, શાંતિ આપે થાય;
ક્ષુધા, તૃષા આલસ્ય, નિદ્રા કાંતિ કહેવાય—કાયાનું૦ ૬
વાયુ ચલાવે સર્વને, તેથી ચાલે દેહ;
ચલન વલન પ્રસરણ કરે ધાવન સંકોચન એહ—કાયાનું૦ ૭
આકાશ પોલું જાણજો, દેહનો ભાગજ હોય;
કામ ક્રોધ ને શોક જે મોહ ભયને જોય—કાયાનું૦ ૮
એ તત્ત્વોનું પુતળું, તે પર શાં ગુમાન?
ચૈતન્ય શક્તિ શોધીને કરો બ્રહ્મ સ્વરૂપનું જ્ઞાન—કાયાનું૦ ૯
યમ નિયમને પાળીને કરો મન વશ સ્થિર;
ભેટો ભાવે બ્રહ્મને ચિત્ત રાખી તમારું દૃઢ ધીર—કાયાનું૦ ૧૦
જાશે દુઃખ સંસારનાં, ત્રિવિધ ટળશે તાપ;
શાસ્ત્ર શ્રવણ શ્રદ્ધા વડે થાશે પ્રકટ તે આપોઆપ—કાયાનું૦ ૧૧
રાખો નહીં અભિમાન કાયાનું રાખો નહીં રે!
થાઓ નહીં ગુલતાન માયામાં થાઓ નહીં રે!

તા. ૬-૪-૧૯૧૧

## તરંગ ૧૬

[રામ નામ સાકર કટકો, મુખે અમૃત કેરો ગુટકો રે–એ રાહ.]

પ્રભુ ! શરણે આવ્યાને ઉગારો, મને ભવસાગરથી તારો રે ! પ્રભુ० ૧
અનંત કોટિ બ્રહ્મોડાંમાં પ્રભુ ! વાસ વસે છે તારો રે ! પ્રભુ० ૨
દયાસિંધુ ! તમે યાદ કરીને આપ્યો મનુષ્યદેહ સારો રે ! પ્રભુ० ૩
હું અપરાધણુ ઘણુાએ કરું છું મુજ અંતર ખોટા વિચારો રે ! પ્રભુ० ૪
અનુગ્રહ કરી પ્રભુ!! મુક્તિ આપો, ખોટી મતિને સુધારો રે ! પ્રભુ० ૫
દીનદયાળ ! તમે કરુણા કરીને મારા સંકલ્પ સર્વ નીવારો રે ! પ્રભુ० ૬
ત્રિવિધ તાપે અંતર બળતું રહે છે રાત ને દહાડો રે ! પ્રભુ० ૭
અનુભવિનીની બાવડી ઝાલી ભવસિંધુથી ઉગારો રે ! પ્રભુ० ૮

તા. ૨૫-૯-૧૯૧૧.

## તરંગ ૧૭

[ રાગ ઉપરનોજ. ]

સબકા સબકા સબકા રે, આત્મારામ દેવ હય સબકા;
કયુ દુજા દેવન શીર પટકયો રે, આત્મારામ દેવ હય સબકા રે—
આત્મા૦ ૧

મુસલમીન તો અલ્લાહ પુકારે, ઇંગ્લીશ ગોડ સબ ઘટકા રે—
આત્મા૦ ૨

પારસી લોક દાદાર કહત હય, બમ્મન બેદસે અટકયોરે—
આત્મા૦ ૩

આદિનાથકુ જૈનો નમતે, દક્ષિણી રામકુ રટતો રે—
આત્મા૦ ૫

કુરાન પઢતાં, બેદ ઉચ્ચરતાં, સબહી બખાને સત્યકા રે—
આત્મા૦ ૫

શ્રુતિમેં સુણ્યા, ગાથામેં ઢુંઢા, સબકુ ચૈતન્ય ચટકો રે—
આત્મા૦ ૬

શોધો, દેખો, જાનો, પીછાનો, ફીર રહેનો પડેગો રખડનો રે—
આત્મા ૭

અનુભવિનીએ અનુભવ કીધો. સ્વાદ લીનો બ્રહ્મપદકો રે—
આત્મા૦ ૮

તા. ૨-૧૦-૧૯૧૧.

## તરંગ ૧૮

**[ બંસી બજાકે શોર કીયા—એ રાહ. ]**

સંસાર સુખસે છોર દીયા ? કયુ રો રો કરકે શોર કીયા ?

**( સાખી )**

સંસાર સુખસે કુબ ગયા, ઔર કયુ રોતા દુઃખમાર ?
ચિત્ત લગાના બ્રહ્મસે, ઉતાર દેગા પાર;
યું જ્ઞાન ગુરુસે ઢુંઢ લીયા, સંસાર સુખસે છોર દીયા—૧
પ્રેમ બીન પ્રભુ કયસે મીલે ? ક્યસી બ્રહ્મકી બાત ?
જયસી પ્રીત સંસારમેં, યું રાખો બ્રહ્મકી સાથ;
જયું ઉલકી ઉનુકૂ થુંક દીયા, સંસાર સુખસે છોર દીયા—૨
પુત્ર દેખા પરિવાર દેખા, દેખા ધન ઔર માલ,
સબ દેખકે શાંત હો ગયે, જુઠા સબ જંજાલ;
ઐસા જાનકે યોગ લીયા, સંસાર સુખસે છોર દીયા—૩

આજ કલ કરકે દિન ગયે, ન લીયા આખર સાર,
ખોલી ચુવા જયું લીયે, યું કાલ લેગા ઝડપ માર;
સગપન કી પ્રીતિ તોર દીયા, સંસાર સુખસે છોર દીયા—૪
જીસપેં જીયા ચલા ગયા, દેહ પરેગા ઠામ,
મુશ્કે બાંધકે અગ્નિ જલાવે, પીછે કરતે કરવત કામ;
તબ સગપનકુ ભુલ ગયા, સંસાર સુખસે છોર દીયા—૫
બ્રહ્મકુ દેખો જ્ઞાનસે, મુખ ભગવતકે નામ,
મોહ મમતાકુ છોરકે, ચલ જા બ્રહ્મકે ધામ;
યું મનોમન કે મોર દીયા, સંસાર સુખસે છોર દીયા—૬

૪-૮-૧૯૧૧.

## તરંગ ૧૯

[ મોહન ! તારા મુખડાની માયા લાગી રે—એ રાહ. ]

શાને જીવ ! તું ખોટું કરે તારું રે સંસારીઆમાં ?
એ તો બધું માયા કેરું લારુ રે ! સંસારીઆમાં—૧

હરિ રસ હાથે આવ્યો, તેમાં કેમ તું ન ફાવ્યો ?
હૃદયે જેને ઉત્રાડું છે બારું રે ! સંસારીઆમાં—૨

પશુ ખાય પંખી ખાય, જન્મી પાછાં મરી જાય;
પણ હરિ નામ કરતું પ્યારું રે ! સંસારીઆમાં—૩

સગાં સર્વ આવ્યાં જાશે, દેહ પડી રહેવા દેશે;
રાખી મમતા બગાડે છે તારું રે ! સંસારીઆમાં—૪

ધન તારું, ઘર તારું, પુત્ર પરિવાર સારું;
આખરે તો મેલી જાવું વારુ રે ! સંસારીઆમાં—૫

નિર્લેપ થઇ સંસારે રહેજે, કર્તાપણું છોડી દેજે;
ત્યારે તો સુધાર્યું સર્વ તારું રે ! સંસારીઆમાં—૬

સંસારમાં જો ખુંચી પેઠો, ત્યારે પડશે આથી હેઠો;
મરણ આવે સર્વ થાશે ખારું રે! સંસારીઆમાં—૭

બીજી બધી વાતો કીધી, ઉપાધિઓ વહોરી લીધી;
શ્વાન બાંધે મુકયું જેમ ગાડું રે! સંસારીઆમાં—૮

સંસાર કામ કરતાં રહેતાં, હરિનામ લેતાં દેતાં;
બોલ્યું અનુભવિનીએ બારું રે! સંસારીઆમાં—૯

તા. ૬–૮–૧૯૧૧.

## તરંગ ૨૦

[ માયામાં મનડું મોહ્યું રે પામર પ્રાણી—એ રાહ. ]

સંસાર સઘળો જોયો, મિથ્યા માયામાં મોહ્યો, તેં અમુલખ અવસર
ખોયો રે !—સંસાર૦ ૧

ફરી કસર હિસાબની વાતો, સરવાળા ગણ્યા દિનરાતો, નહીં સેજ નીરાંતે
સોયો રે !—સંસાર૦ ૨

બાંધી માથે ગાંસડી મોટી, છોડી જોતાં પડી તે ખોટી, ભરે કાથળે
કપાસ કોહ્યો રે !—સંસાર૦ ૩

ફરી મગ્ન થઇ સંસાર, નવ લાધ્યો તેથી પાર, ભરી ગોળીએ નીર
વલોવ્યો રે !—સંસાર૦ ૪

તેમાં હાથ કશું નહીં આવ્યું, પરમાર્થ કીધું નવ ફાવ્યું,
ફાડી ચીર મસોતે લોહ્યો રે !—સંસાર૦ ૫

ગઇ અર્ધ સૈકા ઉમર, તોએ પુરો થયો નહીં ઢુંગર, હવે લે બ્રહ્મ સુતળી
સોયો રે !—સંસાર૦ ૬

ભર જોઇ ટાંકા અંતરમાં, લે જ્ઞાન બખીઆ મંતરના, ચોઢી ચીર
જેમ જોયો રે ।—સંસાર૦ ૭

ધરી મૌન મોટો વેપાર, અનુભવિનીએ લીધો સાર, રાખ જીવ પ્રભુમાં
પરોયો રે ।—સંસારમાં૦ ૮

તા. ૨૫–૩–૧૯૧૨

## તરંગ ૨૧

**[ રામગ્રીની ચાલ. ]**

રે મન! મુરખ તું કેમ થયું? શાને ભટકે છે બહાર?
શા રે કારણ વીહૃવળ થઇ, કોની માગે છે વ્હાર?—રે મન૦ ૧

શા રે કારણ ઉદ્વેગ ધરે! શાને કાજે પસ્તાય?
શાને કારણ ચંચળ થઇ, કોને લેવા તું જાય?—રે મન૦ ૨

મારૂં મારૂં કરે મન વીશે, તારું નથી રે કોઇ;
શા રે કારણે વલવલે? શાને મરે છે રોઇ!—રે મન૦ ૩

વ્હાલાં વ્હાલાં કરી જાણતી, વ્હાલાં ગયાં સર્વ કોઇ;
સાથે ન લીધાં કોઇ કોઇને, રહ્યાં વીલું રે જોઇ.—રે મન૦ ૪

કો કોને રાખ્યું નહીં, તો શેનું રે વહાલ?
મારું મારું કહેવા તણું, બધી મીથ્યા રે જાળ.—રે મન૦ ૫

માટે મન સ્થિર રાખીને, હૃદય મહીં તું વિચાર;
કોઇ કોઇનું અહીં છે નહીં, રાખો કોના પર પ્યાર?—રે મન૦ ૬

સર્વ સમાનજ રાખીને, નવ કર કોશું કલેશ;
જેવો વખત આવે તે સમે, સત્યજ ભજવો વેષ.—રે મન૦ ૭

અસત્ય વાત વીસારીને, ઝાલો સત્યની રીત;
મારું તારું સર્વ મુકીને, રાખો સૌ પર પ્રીત.—રે મન૦ ૮

ત્રાસ પામો છો શા થકી? રાખો શેની રે બીક?
ફળ ઇચ્છાને મુકીને, કરો ઠેકાણે ઠીક.—રે મન૦ ૯

સમય નથી આ રોવા તણો, માથે ભમી રહ્યો કાળ;
બ્રહ્મ મારગમાં ઉતરી, મુકો જુઠી જંજાળ.—રે મન૦ ૧૦

અસત્ય સંસાર છોડીને, ભજો વિશ્વ આધાર;
મનુષ્ય દેહ મોંઘો મળ્યો, ન આવે બીજી વાર.—રે મન૦ ૧૧

સમય હરિ ભજવા તણો આવ્યો છે તુંને લહાવ;
વખત વીતે નહીં પછી મળે અનુભવિની રે! દાવ.—રે મન૦ ૧૨

તા. ૨૭–૫–૧૯૧૨.

## તરંગ ૨૨

**[ રાગ માઢની ચાલ. ]**

જય આનંદકારી, બ્રહ્મરુપ ભારી, દેવ તણા દેવેશ !
સઘળે તું તો વ્યાપી ઉભો, ખાલી જગ્યા નહીં લેશ રે !—જય—૧

ગંગા, યમુના, ગોદાવરી ને તાપી, નર્મદા નીર;
પૃથિવી, પર્વત, સાગર માંહિ વ્યાપી રહ્યો તું ધીર રે !—જય—૨

કાષ્ઠ, અગ્નિ ને પાષાણમાં, સુકા લીલામાં હોય;
પંચ ધાતુમાં તુંજ વીરાજે, ઘટ પટ રુપે જોય રે !—જય—૩

ઉદ્ભિજ્જ અંડજ માંહી રહ્યો છે, સ્વેદજમાં તુજ વાસ;
જરાયુજમાં પ્રેરણા તારી, તુજ બધે પ્રકાશ રે !—જય—૪

શત્રુ મિત્ર યુવાનને વળી વૃદ્ધ ને નાનાં બાળ;
સર્વમાં સત્તા તારી વીકાસી, બાકી રહે શાનો કાળ રે !—જય—૫

પંચભૂતમાં તુંજ રહ્યો છે, સઘળે તારો ભાસ;
જ્ઞાનથી જોતાં એવું લાગે, જો તિમિર પામે નાશ રે !—જય—૬

જળ, અવની ને આકાશમાં વળી તેજ વાયુમાં પુર;
અદ્ભુત લીલા તાહરી જોતાં, જરા ન દેખું દૂર રે !—જય—૭

મારૂં તે તો તારૂંજ દેખું ને ભિન્ન નહીંજ લગાર;
એવો પ્રેમ જો તુજ પર આવે તો સદેહ છુટે સંસાર રે !—જય—૮

પુરણ પ્રેમ જે સદા રહે તો વિક્ષેપ શાનો ઉર ?
સંબંધીઓમાં દ્વેષજ શાનો જો તું રહે ભરપુર રે !—જય—૯

એવા તારા પ્રેમ તણો પ્રભુ! આપ મને ઉપદેશ;
સંસારમાંથી ઉગારીને, મટાડ કષ્ટ ને કલેશ રે !—જય—૧૦

વેદ પુરાણે તું વ્યાપી રહ્યો છે, ગીતા સ્તોત્રોના પાઠ;
શ્રુતિ સ્મૃતિ ગાથા કુરાનમાં, બાઇબલમાં કીધો ઠાઠ રે !—જય—૧૧

એવું જાણી હું પુજા કરું છું, દિવસને વળી રાત;
સમતા આપી સ્થિર કર પ્રભુ, કાપી નાખ દ્રગપાત રે !—જય—૧૨

મોહ ને મત્સર ભાસે છે શેના? લોભ અને શો ક્રોધ ?
એ તો સર્વ તુજ પર થાએ, માટે આવે વિરોધ રે !—જય—૧૩

પ્રેમ થકી હું પુજા કરૂં ને ચંદન ચરચું ચિત્ત;
ધ્યાન તણો હું ધુપ ધરૂં ને પુષ્પ ચઢાવું વિત્ત રે !—જય—૧૪

નૈવેદ્ય તો નિષ્કામ તણું ને ફળ મુકું બ્રહ્મદેવ !
ભાવ ધરી આરોગજે, એમ અંતર આરતી સેવ રે !—જય—૧૫

મુખવાસમાં મુકું વળી હું તો માન અને અપમાન;
કરુણા કાથો ને સંતોષ સોપારી, પ્રભુ ! તું કરજે પાન રે !—જય—૧૬

ઉર્મિ તૃષ્ણા તારી હું રાખું, તુજ તણું છે લક્ષ્ય;
અહંતા, મમતા, કુલક્ષણ કર પ્રભુ ! સૌ શુષ્ક રે !—જય—૧૭

મન મંદિરમાં સેજ બીછાવું, પોઢાડું ઉર અવાસ;
અનુભવિનીને આનંદ આપી, રહેજે હૃદય આકાશ રે !—જય—૧૮

તા. ૨૪-૬-૨૫.

## તરંગ ૨૩

[મારું વૃંદાવન છે રુડું રે! વૈકુંઠ નહીં આવું—એ રાહ.]

મારું બ્રહ્મભજન છે રુડું રે! મારે તે ગાવું;
એ જ્ઞાન ઘણું છે ઉંડું રે! મારે સિદ્ધ થાવું. ૧
માયામાં જો સુખજ હોય તો શાને કરે પોકાર રે?
ઋષિ મુનિઓ તપ કરીને રહેતા બ્રહ્મ આધાર. મારે૦ ૨
રામ જુઓને, કૃષ્ણજી જુઓ, જુઓ કપિલજી દેવ રે;
ઉદ્ધવ, વિદુર, પાંડવ જુઓ, જુઓને શુકદેવ. મારે૦ ૩
રામાયણ ને ભારત જુઓ, જુઓ ભાગવત સાર રે;
ગીતામાં પણ તેમ રચાયું, સાંખ્યનો લેજો પાર. મારે૦ ૪
બીજામાં છે ખટપટ ભારે, માયાનો વિસ્તાર રે;
બ્રહ્મભજનથી સમતા આવે, ઉતારે ભવભાર. મારે૦ ૫
મોક્ષ તણી તો નાવ છે, એમાં આડુ અવળું ન કાંઇ રે;
પોતે પોતાથી કરી લેવાનું, શ્રમ પડે ન ભાઇ! મારે૦ ૬

મનની વૃત્તિ શાંત કરીને, કરોને સર્વ કામ રે;
હરતાં ફરતાં ખાતાં પીતાં ભજવા આત્મારામ. મારે૦ ૭
એમ કરતાં ત્યાં મળશે પોતે હ્રદયે પુરણ્ું બ્રહ્મ રે;
જાળ સંસારની સહજે તુટશે, મટશે ખોટો ભ્રમ. મારે૦ ૮

તા. ૧–૭–૧૯૧૨.

## તરંગ ૨૪

**આશા ગોડીની ચાલ.]**

સત્સંગનો લહાવ લે પ્રાણી ! તું તો સત્સંગનો લહાવ લે;
સત્સંગ તો છે સઘળે ઉપયોગી, સર્વ પ્રાણીને મુક્તિ દે. પ્રાણી૦ ૧
કુડાં કર્મોથી અસંગ રાખે, રુડો માર્ગ બતાવી દે. પ્રાણી૦ ૨
સંગજ થાતાં સંકટ ટાળે, અંતર પ્રેમ પુરી દે. પ્રાણી૦ ૩
ત્રિવિધ તાપે બળતાં ઉગારે, ચિત્તમાં શાંતિ દે. પ્રાણી૦ ૪
જ્ઞાન વિવેકે નિર્મળતા આવે, મોક્ષ માર્ગે ચઢાવી દે. પ્રાણી૦ ૫
આનંદ આપી ઉત્સાહ વધારે, શરીરે શક્તિ દે. પ્રાણી૦ ૬
સત્સંગમાં છે અદ્દભુત શક્તિ, હરિજન હોય તે લે. પ્રાણી૦ ૭

તા. ૩–૭–૧૯૧૨.

## તરંગ ૨૫

[ ચાલ ઉપરનીજ.

સત્સંગ રસને પીધો, જેને પ્રાણી ! સત્સંગ રસને પીધો;
બ્રહ્મથી રસ બ્રહ્માજીએ પીધો, માનસ પુત્રને રેડી દીધો. જેને૦ ૧
વસિષ્ઠજીએ પહેલો રે પીધો, વિશ્વામિત્રે ઉર લીધો. જેને૦ ૨
રસપ્રતાપે તપજ ફળીયું, ક્રોધને કાઢી દીધો. જેને૦ ૩
વાલ્મીકીજીએ વનમાં પીધો, કુડો માર્ગજ છોડી દીધો. જેને૦ ૪
દેવહુતીએ પુત્રની પાસે જ્ઞાન રસ ઘણો પીધો. જેને૦ ૫
પાંચ પાંડવે માતા પ્રતાપે ધર્મ તણો રસ પીધો. જેને૦ ૬
બાણાવળી અર્જુનજીને શ્રીકૃષ્ણે રસ દીધો. જેને૦ ૭
મૈત્રેયી સતીએ પતિ પાસેથી પુરણ બ્રહ્મ રસ પીધો. જેને૦ ૮
પીનારા તે પાર ઉતરીઆ, ભાવ ધરી જેણે પીધો. જેને૦ ૯

તા. ૩-૭-૧૯૧૨.

## તરંગ ૨૬

[મારું વૃંદાવન છે રુડું રે! વૈકુંઠ નહીં આવું—એ રાહ.

હરિ! સંતસમાગમ સારો રે, ભવજળ તરવાને;
આ લાગે બ્રહ્મ મન પ્યારો રે, સુકૃત કરવાને. ૧.
હરિની વાતો ને હરિનાં ગીતો, હરિના ગુણ ગવાય રે;
સંકલ્પ વિકલ્પ ટળી જાય ને હરિપદ રુડું પમાય.
ભવજળ૦ ૨

કટુ વાણી મુખે ન આવે, બ્રહ્મ શબ્દ ઉચ્ચાર રે;
અભ્યાસ કરતાં સ્થિરતા આવે જાવાને ભવપાર.
ભવજળ૦ ૩

અનુભવિનીને રંગ જ લાગ્યો, સંતોમાં શાંતિ વાળે રે;
સંસાર ઉપાધિ આથી ખસે ને બ્રહ્મપદ પાસે આવે.
ભવજળ૦ ૪

તા. ૨૭–૭–૧૯૧૨

## તરંગ ૨૭

[ રાહ ઉપરનોજ. ]

તારો મહિમા કેમ ગવાય ભવજળ તરવાને?
ક્યાં અખંડ શાંતિ થાય સંસાર તરવાને?
મોટા મોટા ઋષિ મુનિઓ તે પણ પાછા પડતા રે;
કોણ ગજું વિશ્વંભર મારું? વિઘ્ન આવે નડતાં. સંસાર૦ ૧
તારી પ્રેરણા પ્રભુજી થાતાં, વાર ન લાગે ઝાઝી રે;
સર્વ છોડી હું શરણે આવી, રહી છું તુજને બાઝી. સંસાર૦ ૨
મારાં જેવાં કૈંક ઉગાર્યાં, કૈંકને લીધાં શરણે રે;
તારા ગુણનો પાર નથી ને, કયી રીતિ કો વરણે રે? સંસાર૦ ૩
સાગર જળનો ખડીઓ કરું ને, પૃથ્વી કેરો કાગળ રે;
જગત ઝાડની લેખણ કરી તે મુકું શારદા આગળ. સંસાર૦ ૪
રહિત ન થાય લખતાં એ તો, અને લખે યુગ ચાર રે;
તુજ ગુણનો તોએ પાર ન આવે, કોણ ગજું આ નાર? સંસાર૦ ૫
મેરુનું તો તૃણ કરે ને તૃણનો કરે તું ડુંગર રે;
અલ્પ આયુષ્યમાં તુને જાણી પૂર્ણ કરું મુજ ઉમ્મર. સંસાર૦ ૬
અનુભવિનીનું લક્ષ્યજ લાગ્યું, હવે ન પડશે પાછું રે;
પલક માત્ર તુજ થકી હું ખસું નહીં એ માગું રે. સંસાર૦ ૭

તા. ૨૨-૭-૧૯૧૨

## તરંગ ૨૮

**[ આશાગોડીની ચાલ. ]**

કોણે દીઠી છે કાલ, જગતમાં કોણે દીઠી છે કાલ ?
આજે ગાડી ઘોડે ફરતાં, કાલે દોડે પગપાળ. જગતમાં૦ ૧
આજે છત્રપલંગે પોઢે, કાલે પોઢે ઘોડસાલ. જગતમાં૦ ૨
આજે સાલદુશાલી ઓઢે, કાલે ચીંથરીઆ હાલ. જગતમાં૦ ૩
આજે પકવાન પ્રેમે આરોગે, કાલે પીડે ભુખે બાળ. જગતમાં૦ ૪
આજે માણેક મોતી વહોરે, કાલે જમે વેચ્યા શાલ. જગતમાં૦ ૫
આજે જ્ઞાન વિદ્યામાં ઘુમે, કાલે ગાંડા ઇસ્પીતાલ. જગતમાં૦ ૬
આજે ધનના મદે વદે છે, કાલે કહેઃ ઉછીનું આલ. જગતમાં૦ ૭
જે મુખે ખમાખમા કહેતાં તે મુખે કહેઃ આગે બાળ. જગતમાં૦ ૮
આજ કુટુંબ પરિવારે મોહ્યાં, કાલે ઝુકાવ્યા લે કાળ. જગતમાં૦ ૯
જે મુખે વિરાગી કહેતાં તે મુખે ક્રોધની ઝાળ. જગતમાં૦ ૧૦
જે મુખે રામ નામ દેતાં તે મુખે ભુંડી ગાળ. જગતમાં૦ ૧૧
જે મુખે કહે મને લોભજ નથી તે મુખે કહેઃ ધન ઘાલ. જગતમાં૦ ૧૨

પળ પર પોતા કેરી ઇચ્છા, પીરસેલી આવી થાળ. જગતમાં૦ ૧૩
ઉંચો હાથ કરી મુખે ન અડીઓ, દોડતો આવ્યો કાળ. જગતમાં૦ ૧૪
અહંતા મમતા સૌને ભમાવે, ચલાવે અવળી ચાલ. જગતમાં૦ ૧૫
માટે દુષ્ટરુપ એને ગણીને જ્ઞાન કુવે એને ડાલ. જગતમાં૦ ૧૬
પ્રારબ્ધ યોગે આવી મળે તે ભોગવી બ્રહ્મને ભાળ. જગતમાં૦ ૧૭
સુખદુઃખ કોઇ વસ્તુ નથી એ ચિત્ત વિચારને હાલ. જગતમાં૦ ૧૮
સંસાર કેરા ખેલ છે ખોટા, દીસે એ આળપંપાળ. જગતમાં૦ ૧૯
જેને અનુભવ હોય તે જાણે, બીજાને ન હોય ખ્યાલ. જગતમાં૦ ૨૦
શાને કાજે કડવાં વેણો વદી ઉતારો વહાલ? જગતમાં૦ ૨૧
ઉદ્યમ કરીને હેત વધારો, તેથી વીતે આનંદે કાળ. જગતમાં૦ ૨૨
તુચ્છ વાણીને તુચ્છકારી કાઢો, બાંધો પ્રેમની પાળ. જગતમાં૦ ૨૩
આપવું લેવું કાંઇ ન પડશે, પર મન થાય તેથી ન્યાલ. જગતમાં૦ ૨૪
બીજા ગુણ કાંઇ યાદ ન આવે, આવે વચન પ્રેમાળ. જગતમાં૦ ૨૫
મુવા પછી તો કાંઇ નવ રહેતું, રહે પ્રેમ વચન વિશાળ. જગતમાં૦ ૨૬
અનુભવિનીએ અનુભવ કીધો, જોઇ જગતની જાળ. જગતમાં૦ ૨૭
જાળમાં જો કદી વધુ પેઠા નીકળતાં પડશે ફાળ. જગતમાં૦ ૨૮
નિષ્કામ કર્મ કરતાં રહીને હૃદયે પ્રેમને પાળ. જગતમાં૦ ૨૯

## તરંગ ૨૯

[ રાહ ઉપરનોજ. ]

રુડું વધારો જ્ઞાન, બેનો ! તમે રુડું વધારો જ્ઞાન.
અજ્ઞાન અવસ્થા પશુ સરીખી ખાવે પીવે ગુલતાન. બેનો ! તમે૦ ૧
સુકૃત જેણે કીધું નહીં તે જીવ્યાં તોએ હેવાન. બેનો ! તમે૦ ૨
જ્ઞાન અને ગુણથી જે દીપતાં તેનાં છે યશોગાન. બેનો ! તમે૦ ૩
અજ્ઞાની અવગુણમાં ઘુમે, જગત તણું નહીં ભાન. બેનો ! તમે૦ ૪
અગણિત ઉદ્યમ ચાલ્યા આવે, હોય જ્યાં બહુ જ્ઞાન. બેનો ! તમે૦ ૫
માટે મહીલા ! મહી પરે સૌ ગાઓ જ્ઞાનનું ગાન. બેનો ! તમે૦ ૬
મથન કરશો મનનું ત્યારે થશો તમે ગુણવાન. બેનો ! તમે૦ ૭
સંપીને સદ્ગુણ વધારો મળશે ત્યારે માન. બેનો ! તમે૦ ૮
વિવેકથી જો વર્તન કરશો સહેજે મળશે જ્ઞાન. બેનો ! તમે૦ ૯
લાગે ઔષધ કડવું ભલે પણ કરજો તેનું પાન. બેનો ! તમે૦ ૧૦

તા. ૨૫-૭-૧૨.

## તરંગ ૩૦

[ રામ નામ હાટડી રે એ ધુનની રાહ. ]

બ્રહ્મરસ રંગમાં રે આવો હરિજન ! રમીએ.
બ્રહ્મના ભાનમાં ને તાળીના તાનમાં બ્રહ્મ આનંદમાં ભમીએ રે. બ્રહ્મરસ૦ ૧
સંસારના સાલથી, મોહની જાળથી, શાને તે દુઃખડાં ખમીએ રે? બ્રહ્મરસ૦ ૨
સંસારના કામમાં ને લોકોના ઠામમાં, ચંચળ ચિત્તને દમીએ રે. બ્રહ્મરસ૦ ૩
સંતોના સંગમાં ને એસા ઉમંગમાં, પ્રેમના પકવાન જમીએ રે. બ્રહ્મરસ૦ ૪
રાખોને સમતા ને ધરોને દ્રઢતા, બ્રહ્મસુરતામાં શમીએ રે. બ્રહ્મરસ૦ ૫
એકલક્ષ્ય થાતાં ને હરિગુણ ગાતાં પ્રાણધમણને ધમીએ રે. બ્રહ્મરસ૦ ૬
હરતાં ને ફરતાં ને સુતાં ને બેઠાં બ્રહ્મગુરુને નમીએ રે. બ્રહ્મરસ૦ ૭

તા. ૨૪-૧૦-૧૨.

## તરંગ ૩૧

[ પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે--એ રાહ. ]

ચિત્તડા ! ચોંટ લે તું બ્રહ્મપુરીના ધામમાં રે!
શાને ચંચલ થઈને ફરતું રહે છે બહાર?
તુંને શાંતિ મળશે બ્રહ્મ તણે વિચાર. ૧

( સાખી )

બ્રહ્મપુરીના પાધરા દીસે સુંદર વાટ;
તે મુકી અવળું ચઢે ભરમાવા શા માટ?

છે બ્રહ્મપુરીના માગ અતિ રળીઆમણો રે!
જેનું વર્ણન કરતા લાગે સૌ સુખ સાર. ચિત્તડા૦ ૨

( સાખી

વિવેક વિચાર ઉભા રહ્યા પ્રથમજ દ્વારે ત્યાંય;
તે વટી તું આગળ જજે વિનયને વાણી માંહ્ય.

નિર્મલ બુદ્ધિગલીમાં વેગે તું તો ચાલજે રે !
ત્યાં તો સાંભળશે તું બ્રહ્મશબ્દ કે કાન. ચિત્તડા૦ ૩

(સાખી)

દ્વાર વિષય જે પાંચ છે બંધ થશે તે વાર;
ચર્મચક્ષુ મીંચાઇ જતાં ઉઘડશે અંતર દ્વાર.

તું તો સ્થિર બનીને ઉભું રહેજે બારમાં રે !
અહંતા મમતાને તું ત્યાગી દેજે વીર ! ચિત્તડા૦ ૪

(સાખી)

એ વટવું બહુ દોહ્યલું, ધીરજ રાખી ધીર !
આગળ તું ચાલ્યું જશે, બ્રહ્મ હશેજ સમીપ.

જપજે બ્રહ્માક્ષરનો જાપ પછી તું પ્રેમથી રે !
તેથી સત્ય કહું છું; પહોંચી જાશે પાર. ચિત્તડા૦ ૫

(સાખી)

ઉપલા ગઢ ચઢવા ખરા સંખ્યા જેની સાત;
સંસારે કોઇ વીરલા વટતા એ ભલી ભાત.

તોએ સહેલો સુગમ સુંદર રસ્તો બ્રહ્મનો રે !
એ તો નિશ્ચે તારા આત્મા કેરી પાસ. ચિત્તડા૦ ૬

(સાખી)

કાયર થઇ કંટાળશે ખોશે રુડો દાવ;
મોંઘેરો મનખો મળ્યો, લે લાખેણો લ્હાવ.

મારું વચન સુણી મા થાઇશ તું તો આકળું રે !
ફરીથી વખત વીતેલો નહીં આવે તુજ હાથ. ! ચિત્તડા૦ ૭

તા. ૨૪-૧૦-૧૯૧૨.

## તરંગ ૩૨

**[ સાખી. ]**

જનની જઠર જન્મ્યા પછી મરવાના સૌ માનવી;
ભાવિ હોય તે સાંપડે, દૈવ તણી ગતિ માનવી. ૧
હારે તો હરિ નહીં મળે, છે પંથ પ્રભુનો પાધરો;
સુખ નથી સંસારમાં, ચિંતા શાને મન કરો? ૨
સુખ હોય સંસારમાં, મોટા શીદ તેને તજે;
સુખ હોય સંસારમાં તો ક્યમ ઈશ્વરને ભજે? ૩
નારી તજી ભરથરી, કીધો ગુફા વાસ;
વૈધવ્ય શોભાવવા મીરાં ગઈ પ્રભુ પાસ. ૪
સંસાર નરસિંહે તજ્યો કરતાલો લઇ હાથ;
ગંગાતટ કસ્યપ ગયા દીતિ અદીતિનાથ. ૫
ચિત્તને ચંચલ નવ કરો, રાખો મનને હાથ;
જગ મૃગજલ સમ જાણીને ભજો વિશ્વનો નાથ. ૬

તા. ૧૬-૧૧-૧૯૧૩.

## તરંગ ૩૩

**[ દેખો સખી! જમાઈ આયે નંદી વાહન કર મેરે આંગનીએ—એ રાહ]**

ચલો, ચલો રે સખી! ઢુંઢણુ જઈએ, ઘટ મંદિરમેં આપ મીલે;
પંચ છરીદાર પ્રાન રહત હય, ખમાખમા પુકારત હય.
ચલો૦ ૧

રાત દિન સબ ફેરા ફીરત હય, ચોકી પ્રભુકો કરત રહે;
ઇનકી પાછે કોટ ચણા હય, સાત બુરજસે જાનત હય.
ચલો૦ ૨

પંચ કોષ ઉનમેં ભંડાર રહત હય, ખોલ ખોલ નહીં ખુલતે હય;
પંચ દાસીકું હુકમ દેવત, પલમેં ચલત ફીરતે હય.
ચલો૦ ૩

એહી છોર કર અંદર જાના ચાર પ્રધાનકુ મીલતે હય;
સબ સખી મીલકે દેખન આઈ, એહી ગઢમે શ્યામ છુપત હય.
ચલો૦ ૪

સંતોષ સખીકુ આગે કરકે જ્ઞાન સખી તબ દોરત હય;
પ્રભુ આંગનમેં ખડી રહી તબ સમતા સાનમેં સમજાવત હય.
ચલો૦ ૫

શાંતિસખી તબ સ્થિર રહી, સુરતા મીલને ચાહત હય;
સબ સખીઅનકુ પ્રભુ મીલા તબ બ્રહ્મચરનમેં ગીરત હય.
ચલો૦ ૬

તા. ૨૪-૧૧-૧૯૧૩.

## તરંગ ૩૪

**[સખી! પડવાની પણ પ્રીત ગતમત ભુલી રે—એ રાહ.]**

સખી! પડવે તે પુરણ બ્રહ્મ જોવા ચાલી રે!
દૂર કરી મુજ ખોટા ભ્રમ, આનંદે મહાલી રે! ૧

સખી! બીજે તે બેઠી શૂન્ય, ઘરમાં ન ગમતું રે!
ભેગાં થાય જ્યાં હરિજન મન ત્યાં ભમતું રે! ૨

સખી! ત્રીજે તે તુરત વાત હૃદયે ધારી રે!
ત્યાં જાવા કેરી ખાંત મેં તો વિચારી રે! ૩

સખી! ચોથે તે ચિંતન ચિત્તમાં મેં કરીઆં રે!
બ્રહ્મ જ્ઞાન તણાં જે ગીત શ્રવણે ધરીઆં રે! ૪

સખી! પાંચમે પાર્વતીબાઇ ગુરુની આશે રે!
હું તો તેની પુઠે ધાઇ રહી વિશ્વાસે રે! ૫

સખી! છટ્ઠે તે છેતરાઇ આપ પાછી વળતી રે!
જોઉં ગુરુવર કેરું માપ રહી વલવલતી રે! ૬

સખી! સાતમે સુંદર શ્યામ નયને નીરખ્યા રે!
ખટ માસને પ્રાણાયામ હૈડાં હરખ્યાં રે! ૭

સખી! આઠમે ઉંમરબાધ મુજને નડીઓ રે!
જે પ્રેમ હતો અઘાત પાછો પડીઓ રે! ૮

સખી! નોમે નિરાશા નીર નેત્રે ભરીઆં રે!
દીઠાં જ્ઞાન ગંગાનાં તીર વેગે સાંચરીઆં રે! ૯

સખી! દસમે ગીતાસાર મનમાં ભરીઓ રે!
પછી શ્રમ કરી કૈં અપાર ઉમંગ આદરીઓ રે! ૧૦

સખી! એકાદશી આનંદ અંગમાં વ્યાપ્યો રે!
મનડા મહીં પૂર્ણાનંદ પ્રેમથી સ્થાપ્યો રે! ૧૧

સખી! બારસે કૈં કૈં વિઘ્ન આવે નડતાં રે!
રાત્રિ મહીં એ ચિદ્દઘન ઉપર પડતા રે! ૧૨

સખી! તેરસે તીવ્ર વૈરાગ્ય આવે ને જાયે રે!
જો હોયજ પુરું ભાગ્ય તો તો ન ભુલાય રે! ૧૩

સખી! ચૌદસે ચિત્તડું થીર થાવાને ચિંત્યું રે!
પણ માયાનું વાદળચીર નથી ઓસરતું રે! ૧૪

સખી! પુનમે પુરણ બ્રહ્મ ભીતર ભાળું રે!
કૈં વેઠું અદ્દભુત શ્રમ કરું અજવાળું રે! ૧૫

તા. ૮-૧૨-૧૩.

## તરંગ ૩૫

[વાંસલડી! વેરણુ થઈ તું લાગી—એ રાહ.]

વાંસલડી વાગી ને હું જાગી, સુરતા રે મારી બ્રહ્મ વીશે લાગી.
પહેલો રે શબ્દ ઘોષ તણો ગાજે, પછી રે રણકો કાંસ્ય તણો રાજે;
મધુરો નાદ બ્રહ્મ તણો ગાજે. વાંસલડી૦ ૧
સુણી રે શીંગી મનડું હું તો ભુલી, નાદે હું તો થઇ રહી રસઘેલી;
હૃદયે વહી રહી રંગ તણી રેલી. વાંસલડી૦ ૨
મનડું બધું સ્થિર થઇ ગયું મારું, બહારનું બધું થઇ રહ્યું ખારું ખારું;
ઘટમાં દીઠું બ્રહ્મ તણું બારું. વાંસલડી૦ ૩
ઘંટાનાદ ગુંજી રહ્યો બ્રહ્મમાં, અંતર રંગ ઉછળ્યો આનંદમાં;
અકારું દીઠું માયાના ફંદમાં. વાંસલડી૦ ૪
પડી રે મુને જ્ઞાન તણી કૈં ગમ, શોધ્યું પછી ઘટ તણું એ સદન;
ચિત્તડે ચોટ્યું બ્રહ્મરૂપ અખંડ. વાંસલડી૦ ૫

તા. ૭-૧-૧૯૧૪.

## તરંગ ૩૬

**શ્રીજગત્પતિ પ્રભુ! આપ સન્મતિ—એ રાહ.]**

ચિત્ત સ્થિર કરો, દ્વેષ પરહરો;
સ્વરુપ પ્રેમ બ્રહ્મ કેરું ઉર સદા ધરો.

રાગદ્વેષના રંગમાં સૌ ખાતા રહો છો માર;
તોએ ના'વે સાન તમોને રહેતાં આ સંસાર. ચિત્ત૦ ૧

માતા દેખી, પિતા દેખા, દેખે સહોદર ભાઇ;
પુત્રો પુત્રી પૌત્ર દેખા, દેખા વધુ જમાઇ. ચિત્ત૦ ૨

સાસુ દેખી, સસરા દેખા, દેખી નણંદ જેઠાણી;
દીઅર જેઠ ભત્રીજા દેખા, દેખી પડોસ પીતરાણી. ચિત્ત૦ ૩

પ્રિતમ દેખા, પ્યારી દેખી, સ્વાર્થ કેરી સગાઇ;
સાચી પ્રીતિ થોરી દેખી, જીવિત રહ્યું જળાઇ. ચિત્ત૦ ૪

ભાગ દેખા, બાગ દેખા, દેખા ઘર ને બાર;
ધન દોલત ને માલ દેખા, છુટી જતાં સંસાર. ચિત્ત૦ ૫

બચપન દેખા, યૌવન દેખા, બુઢ્ઢાપનકા સાર;
અચલ તો કોઇ રહેતા નહીં હા ! દેખો સબ સંસાર. ચિત્ત૦ ૬

અપની સંગે કોઈ ન રહેતા, એકલ આતમ રામ;
રાગ દ્વેષકી મહડી લેકર ફીરતા ધામે ધામ. ચિત્ત૦ ૭

સુખ દુઃખકા બંધન બાંધ્યા, જુઠી રખતા હામ;
ચેતન જાવે કોઇ ન રાખે દેખત ગામે ગામ. ચિત્ત૦ ૮

આવે નહીં, કોઇ જાવે નહીં, કોઇ રહે નહીં સંબંધ;
તોભી પ્રસંગે અલગ રહેતા, બાંધે આપે બંધ. ચિત્ત૦ ૯

પ્રસન્ન ચિત્તકી ઝોળી કરના, ભરના કીંમતી ભાર;
જેહી ભારકા ભાર ન લાગે, તરી જાના સંસાર. ચિત્ત૦ ૧૦

શાંતિ સમતા ચિતમેં ભરના, ભરના કો આનંદ;
ક્ષમા દયા ધીરજકુ ધરના, મીલે સચ્ચિદાનંદ. ચિત્ત૦ ૧૧

સબમેં એહી સ્વરુપ રહેતા નહીં કોઇ ખાલી ઠામ;
સબ ભીતરમેં બ્રહ્મ બેઠે સબકા આતમા રામ. ચિત્ત૦ ૧૨

અહંતા મમતા એમાં નહીં, નહીં રાગ નહીં દ્વેષ;
માન અને અપમાન કે નહીં, બંધન નાહીં લેશ. ચિત્ત૦ ૧૩

તા. ૯-૧-૧૯૧૪

## તરંગ ૩૭

[ રમે ગેડીદડે જમના પર કહાન---એ રાહ. ]

દુર્જનીઆંનું માનો રે અહેશાન, એથી થાશે સ્વરૂપનું ભાન.
દુર્જનીઆંનું૦

દુર્જનનું વચન કડવું લાગે, એથી બાણ હૃદય મહીં વાગે;
ત્યારે આવે સમતા કેરું જ્ઞાન. દુર્જનીઆંનું૦ ૧

તેની ચિત્તમાં ચંચળ ચાલ ધરો, ઉપરાંત પ્રેમથી ક્ષમા કરો;
જોઇ છોડી દીઓ અજ્ઞાન. દુર્જનીઆનું૦ ૨

ભોજન કરે ત્યાં નેત્ર ન્યાળી, જુઓ આળસ તેના ઉરનું ભાળી;
કરો બ્રહ્મ ભજનનું ભાન. દુર્જનીઆંનું૦ ૩

તેના કાય વીશે નહીં લક્ષ લહો, તેની સાથ માયાળુ વાણી વદો;
બનો એક આત્મામાં ગુલતાન. દુર્જનીઆંનું૦ ૪

દુર્જનથી શાંતિ સહજ આવે, તેનાં કર્તવ્યો ધીરજ લાવે;
થાય સદ્દગુણ કેરી સાન. દુર્જનીઆંનું૦ ૫

તરછોડે વળી તમને જ્યારે, સ્મિત હાસ્ય કરો મુખથી ત્યારે;
તેથી તજી દેશો અપમાન. દુર્જનીઆંનું૦ ૬
એ તો મૂર્ખ મનુષ્યની કહાવે રીતિ, એના ગુણ તણી એ પ્રકૃતિ;
તેમાં શાને ખુઓ તમ જ્ઞાન? દુર્જનીઆંનું૦ ૭
દુર્જનના અવગુણ સૌ છોડી, લઇ ગુણ ને જાઓ સમીપ દોડી;
જેથી મળશે હૃદય ભગવાન. દુર્જનીઆંનું૦ ૮

તા. ૧૧-૧-૧૯૧૪.

## તરંગ ૩૮

**ચિત્ત! તું શીદને ચિંતા કરે—એ રાહ.]**

જીવ ! તું શાને કલેશજ કરે ? તાહરું એમાં કૈંના સરે.
અજ્ઞાનીની સાથ રહે તું જ્યમતેમ મુખ ઉચ્ચરે;
જ્ઞાન તણી તુજ બુદ્ધિ શાને પળમાં નીચી પડે ? જીવ૦ ૧
અજ્ઞાનીના શબ્દ સુણી તું શાને અંતર બળે ?
જ્ઞાન થકી તું ભ્રષ્ટ થઇને સહેજે તેમાં ભળે. જીવ૦ ૨
જ્ઞાન તણાં લક્ષણ શાં શાં છે, તે પાછળ જો પળે;
જો તારામાં જ્ઞાન હોય તો ચિત્ત કદી નવ ચળે. જીવ૦ ૩
કોણ તું ને કોણ બીજું એમ દ્વૈત ભાવ કેમ ધરે ?
અદ્વૈત તારું ક્યાં ગયું ? તું સામું બકવાદ કરે. જીવ૦ ૪
સ્વરુપ તું તો મુકી ઉચ્ચું મૌન કેમ વીસરે ?
બ્રહ્મ ભજીને શાંત થઇશ તો સહેજે કારજ સરે. જીવ૦ ૫
વિચાર વિનાના માણસ તે તો વાણી કડવી વદે;
જેની જેવી બુદ્ધિ હોય તે ચાલે તેવે પદે. જીવ૦ ૬

તા. ૧૦-૨-૧૪.

## તરંગ ૩૯

**[ ક્યાં ગયો પેલો મોરલીવાળો અમારા ઘુંઘટ ખોલી રે ?—એ રાહ. ]**

સત્ય વસ્તુને શોધી કાઢો જે છે તમારી પાસે રે;
મિથ્યા વસ્તુ દૂર કરો તો જ્યોતિ પૂર્ણ પ્રકાશે રે. સત્ય૦ ૧

દૈવી આસુરી ગીતા માંહે કહી શ્રીકૃષ્ણે મુખે રે;
આસુરીને અળગી કરજો, દૈવી મેળવો સુખે રે. સત્ય૦ ૨

દયા ક્ષમા ધીરજને ધરજો, હિંસા જાણી ન કરવી રે;
ભયરહિત તો મનથી થાવું, શુદ્ધિ અંતર ધરવી રે. સત્ય૦ ૩

સ્થિરતા યોગની ચિત્તે રાખી ઇંદ્રિય નિગ્રહ કરજો રે;
તપ યજ્ઞ ને સત્યથી ચાલી ક્રોધ મન નવ ધરજો રે. સત્ય૦ ૪

ત્યાગવૃત્તિને નિષ્કપટતા શાંતિએ સુખ થાય રે;
ધીમે ધીમે અભ્યાસ કરતાં આસુરી આવી જાય રે. સત્ય૦ ૫

લોલુપતા નવ રાખો કશાની કોમળતા લોકલાજ રે;
પવિત્રપણું ને દ્રોહરહિતના, મન ઇચ્છા કરો ત્યાગ રે. સત્ય૦ ૬

દૈવી સંપતે બાવીસ ગુણ છે, તેજસ્વી એથી થવાય રે;
હરિજન હશે તે ગુણ આ ધરીને આત્મ સ્વરુપ જાણી જાય રે. સત્ય૰ ૭

સત્ય કેરી સ્થિરતા થાશે, અસત્ય જાશે દૂર રે;
દિવસે દિવસે સમીપ જાશો જ્યાં પુરણ બ્રહ્મ પુર રે. સત્ય૰ ૮

તા. ૧૨–૪–૧૫

## તરંગ ૪૦

**[ શાંત શાંત સકળ સ્થળે શાંત ચિત્ત સારું  એ રાહ. ]**

નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત તુંજ તુંજ તું;
તું અનંત, તું અખંડ, તું અસંગ તું. નિત્ય૦ ૧

જ્ઞાન ભાન બોધ રુપ તુંજ તુંજ તું;
તું બ્રહ્માંડ, તુંજ પિંડે, વસ્તુવ્યાપી તું. નિત્ય૦ ૨

આનંદ ચિર સ્થિર ધાર તુંજ તુંજ તું;
આકાર નિરાકાર તું, આધાર એક તું. નિત્ય૦ ૩

વાસ ભાસ ૐકાર તુંજ તુંજ તું;
તુંજ વેદ, તું સંવેદ અભેદ એક તું. નિત્ય૦ ૪

નિત્યલક્ષી સાક્ષી સુરતાએ તુંજ તું;
તુંજ બ્રહ્મ, ચેતના ને શક્તિએ હા! તું, નિત્ય૦ ૫

સાર નમસ્કાર વ્હાર તુંજ તુંજ તું;
તુંજ ધ્યાન ધ્યાતા તું ધ્યેય રુપ તું. નિત્ય૦ ૬
લાગી ધુન અનુભવોમાં તુંજ તુંજ તું;
સંસારપાર કાઢનાર તુંજ તુંજ તું. નિત્ય૦ ૭

તા. ૧૨-૪-૧૫

## તરંગ ૪૧

**શીખ સાસુજી દેછે રે વહુજી ! રહો ઢંગે—એ રાગ.**

ધન્ય દેવહૂતિ માતા રે ! વખાણું ભાગ્ય શું તારું ?
ગુણ ગાવા તારા રે તલસ્યું મન મારું. ધન્ય૦ ૧

હીંદુ શાસ્ત્રો ઘડીઆં રે કે તારા પિતાએ:
રહ્યાં આજે અમરજ એ, જગેજગ વંચાએ. ધન્ય૦ ૨

મનુસ્મૃતિ નામે રે લોક તે જાણે છે;
તે રાજયનાં રાણી રે શતરુપા નિશ્ચે. ધન્ય૦ ૩

એ રાજયનાં પુત્રી તો તમે દેવહૂતિ ! કહાવો;
નીતિ અતિ શીખીને રે રમ્યાનો લીધ લ્હાવો. ધન્ય૦ ૪

થયાં જ્યારે મોટાં રે સ્વીકાર્યા કર્દમને;
તજી રાજયને ચાલ્યાં રે વન પતિની સંગે. ધન્ય૦ ૫

પતિ ચરણુની સેવા રે પ્રેમ થકી તમે કીધી;
રીઝવ્યા પતિને રે આજ્ઞા શીર લીધી. ધન્ય૦ ૬

તે પુણ્યે પ્રગટયા રે કપિલજી દેવ સમા;
તેણે સાંખ્ય બનાવ્યું રે થયા જગજાણીતા. ધન્ય૦ ૭
પયપાન ઉજાળ્યું રે તુંજ સમ માતાનું;
તુંજ જેવી જનનીનો પુત્ર શું વખાણું? ધન્ય૦ ૮
તુંજ જેવી મહીલા રે મહી ઉપર થાશે;
એવા પુત્રો જનમ્યે રે દેશનું દુઃખ જાશે. ધન્ય૦ ૯

તા. ૩૦–૩–૧૯૧૬

## તરંગ ૪૨

જંજાળા જીવડા! ઝાંઝવાં જોઈ શું રાચે એ ભજનની રાહ.]

ઓ સુરતા! સહીઅર! બાહેર શું તું શોધે?
તુંને માયા વચમાં રોધે રે. ઓ સુરતા૦ ૧

મારગ બે જાતાના મુકી આડી અવળી દોડે;
ઇડા પિંગલા બે સાહેલી લઇ જાશે તુંને કોડે. ઓ સુરતા૦ ૨

ધ્યેય ધ્યાતાને એક કરીને ચંચલ ચિત્તને રોકે;
પ્રકાશને તું પ્રત્યક્ષ દેખ્યાં, તે પર જો તું ચોંટે રે ઓ સુરતા૦ ૩

અંધારું ત્યાં અલોપ થશે ને રહેશે પછી ઉજાશ;
થોડું થોડું કરતાં સુરતા! બનશે સ્વયંપ્રકાશ રે. ઓ સુરતા૦ ૪

વા. ૨૫–૭–૧૬

## તરંગ ૪૩

[ પદ. ]

મય તો ભરુંસા રખુંગી શિવકા.
શિવને ચંદ્ર બદનમેં દીયો હય;
ગળેમેં ભોરીંગ શિવને લગાય. મય૦ ૧

નંદી બેલ સવારી કીયો હય;
સબ અંગ ભભુત લગાય. મય૦ ૨

મૃગ ચર્મપેં આસન કીયો હય;
શીશપેં ગંગા શિવને છુપાય. મય૦ ૩

પાર્વંતી ગોદમેં શિવને લીયો હય;
હરદ્વારમેં આસન લગાયા. મય૦ ૪

વિષપાન શિવને કીયા હય;
નીલકંઠ નામ શિવ ધરાયા. મય૦ ૫

દેવોને ષોડસ પૂજા કીયા હય;
સબ જીવ હ્રદયમેં સમાયા. મય૦ ૬

## તરંગ ૪૪

[ આશાગોડીની ચાલ.

મન! કર બ્રહ્મસ્વરુપ દર્શન, રાખી ચિત્ત પ્રસન્ન.
પંચીકરણનો સારજ સમજી અભ્યાસ કર રાતદન. મન૦ ૧
વેદાંતવાણી શ્રવણ સુણી, સેવને ચાર સાધન. મન૦ ૨
વિવેક વૈરાગ્ય ષ સંપતીઓ, મોક્ષેચ્છામાં રાખ મન. મન૦ ૩
પશુ પંખીની યોનિમાં જન્મી ક્યાંથી વિચારે ચંત? મન૦ ૪
ફરી ફરી આવો દાવ ન આવે મળવાનો માનવતન. મન૦ ૫
લાખેણો લ્હાવો મુકી પ્રાણી! નવ પડીએ ભવફંદ. મન૦ ૬
સંસારે રહીને હરિને ભજવા જાવું શે ઘાડે વન? મન૦ ૭
સંસારી કાર્યો પ્રભુનાં માની રહો માયાથી અસંગ. મન૦ ૮
વાસના ત્યાગી હૃદયે વિરાગી જુઓ વિચારી મન. મન૦ ૯
જ્ઞાનસ્વરુપે ઓળખી લેજો સચ્ચિત-આનંદ-ઘન. મન૦ ૧૦
સ્ત્રી પુત્ર ધન કૈં સાથ ન આવે, મેલી જાવું સમ ભવન. મન૦ ૧૧
માયાવી વસ્તુ ચિત્તથી મુકીને કર ત્યાં બ્રહ્મસ્થાપન. મન૦ ૧૨
અગમ્ય અગોચર રુપને જાણી, રાખને ચિત્ત આનંદ. મન૦ ૧૩

## તરંગ ૪૫

[ રઘુપતિ રામ! હૃદેમાં રહેજો રે —એ રાહ. ]

સખી! વેદાંત અભ્યાસ કરજો રે, પછી ધ્યાન પ્રભુનું ધરજો રે,
સુરતાથી બ્રહ્મને વરજો. સખી૦ ૧

એક જગ્યા શોધી નીહાળી રે, થઇ સ્વસ્થ ત્યાં આસન વાળી રે;
લો સુરતાથી બ્રહ્મને ભાળી. સખી૦ ૨

ઇંડા પિંગળામાં પ્રાણ લાવો રે, ત્રિવેણીમાં તાર લગાવો રે;
સુરતાને બ્રહ્મ લગાવો. સખી૦ ૩

ત્યાં તો પહેલું અંધારું જોશો રે, સૌ ઉપાધિ ચિત્તથી ખોશો રે;
એવે બ્રહ્મનો ઝળકાર જોશો. સખી૦ ૪

ઝળકાટમાં સુરતાને સ્થાપો રે, આ જાળ જગતની કાપો રે;
બ્રહ્મનેજ હૃદયમહીં છાપો. સખી૦ ૫

ધ્યાન દિવસ દિવસ બહુ વધશે રે, સંકલ્પ વિકલ્પો ઘટશે રે;
પછી આનંદલહેરો ચઢશે. સખી૦ ૬

અનુભવથી આનંદે મહાલો રે, ક્ષણ ક્ષણમાં પ્રભુજીને ભાળો રે;
રહેશે અખંડ એથી ઉજાળો. સખી૦ ૭

સમતા સંતોષ વધશે ભારી રે, અનુભવિનીએ ચિત્ત વિચારી રે;
સમાધિ કેરી વાત એ સારી. સખી૦ ૮

તા. ૫-૮-૧૬

## તરંગ ૪૬

[ ભજનનો રાહ. ]

અંતર્યામીને કોન મંત્ર પર ફુંક બજાઈ આંતરીઆ ?
સુની મંત્ર મેં દોડ ચલી, પ્રાન વેધી મેરી પાંસલીયાં.
અંતર્યામીને૦ ૧

ઈડા પિંગળામેં ધુન મચાઈ દ્રુઢ લગી મેં મુરતીયાં;
નજર લગકે ઝુક રહી જલભીની મોરી આંખરીયાં.
અંતર્યામીને૦ ૨

બ્રમ્મરઘાટમેં ઢુંઢ ફીરી ત્રિવેણી ઢુંઢી મુરતીયાં;
મંત્ર ગર્જના ઘોષ સુની મેંને ઠેરાદીની મેરી સુરતીયાં.
અંતર્યામીને૦ ૩

આનંદ ઘનકો બરસા બરસ્યો ચમક રહી વહાં બીજલીયાં;
બ્રહ્મગિરિમેં ધ્યાન લગાયા દેખા મેં સત્-ચિત્-આનંદીયાં.
અંતર્યામીને૦ ૪

તા. ૨૮-૩-૧૯૧૫

## તરંગ ૪૭

[ રાહ ઉપરનોજ. ]

અંતર્યામીને ખેલ બતાયા દેખ ખુલી મેરી આંતરીયાં;
ખેલ તમાશા અજબ દેખી જાન ગઇ સબ મંતરિયાં.
અંતર્યામીને૦ ૧

પ્યારે પુત્રકી શાદી હુઇ તબ દ્વારમેં બાજે નોબતીયાં;
દુજે બરસેં ચેતન ઉડા દ્વારે બાંધ દીની ઠાઠરીયાં.
અંતર્યામીને૦ ૨

ગાનાબજાના ભુલ ગયે તબ રોને લગે સબ લોકડીયાં;
જગતજાળકા એહી તમાશા મત ખેલો મોરે સાજનીયાં!
અંતર્યામીને૦ ૩

ફંદા છોર કે પલ્લા પકરા હર્ષશોક તબ બીસરીયાં;
બ્રહ્મજ્ઞાનમેં ચિત્ત લગાયા દેખા સત્-ચિત્-આનંદીયાં.
અંતર્યામીને૦ ૪

તા. ૨૮-૩-૧૫

## તરંગ ૪૮

[ **લલિત વૃત્તની ચાલ.** ]

જનનીનું જહીં નુર દેખાએ,
તનુજ તેહનાં વીર પેખાએ.
જગતમાં અતિ ખ્યાતિ પામીઆ
પરશુરામ તે વિરલા થયા. ૧

વિદુષી રેણુકા માત તેમની
સહુ પ્રતાપ એ દાખવી રહી.
સુકૃત શાળી એ માત ભાગ્યની
તનુજ રત્નથી જાણમાં હતી. ૨

ઉછરી રાજ્યમાં રાન સેવીયું,
પતિ થકી બધું શાસ્ત્ર શીખીયું.
વિનય આદર્યો યોગ ધારીને,
પતિ તણા કુળે ધર્મ રાખીઓ. ૩

પતિવ્રતા રહી સર્ન ત્યાગીયું,
શયન દર્ભનું સુખથી કર્યું;
ધરી ઉમંગને ગુણુને ગ્રહી
મદદરૂપ એ સ્વામીને થઇ. ૪

વ્રત કરી બધાં ધ્યાન આદર્યું,
તનુજ રત્ન ત્યાં રામ સાંપડયું.
પતિપરાયણા જેહ આ બને
સર્વ યત્નોનાં સુફલો લહે. ૫

સતી બની ખરે યોગ સાધશે,
સુતનુ વીરનો જન્મ આપશે;
મથન જ્ઞાનનું જ્યાહરે થશે
જરુર સૃષ્ટિનું નુર વાધશે. ૬

## તરંગ ૪૯

**[ મનહર છંદની ચાલ ]**

પતિવ્રતાનો ધર્મ પાળી આજ્ઞા શીર ચઢાવજો;
સાસરવાસે પ્રીતિ રાખી કાર્યમાં ઝંપલાવજો.

કર્મ મન વાણી વડે શુદ્ધ ચિત્ત રાખજો;
ઉર્મી ઉદ્યમ કેરી ધરી ઉત્સાહ વધારજો.

સદ્દગુણો ધારી તમે હર્ષ ઉર લાવજો;
પતિ અર્ધ અંગ શોભી કુલને દીપાવજો.

દીલે ઉદાર રહી છાપ રુડી પાડજો;
પ્રેમરસ પાઇ પીને સંસાર સોહાવજો.

લોભ મોહ આદિ ત્યાગી અભિમાન કાઢજો;
વિનયવાણીથી ઉચું પદ રુડું પામજો.

## તરંગ ૫૦

[ ઝુલણા છંદની ચાલ. ]

ઉગતો સૂર્યને ઝળકતું પુર જ્યાં ચંદ્રશેખર તણું નામ લેવું;
નામ લીધા થકી દોષ જાએ અતિ; શિવ હરિ શિવ હરિ મુખ કહેવું. ૧

હરિહર એક છે, જ્ઞાન વિવેક છે, જાણે તેને ફરી શું રે કહેવું ?
ભક્તિ ભાવે કરો, મોહને પરહરો, સુખ કે દુઃખ તે સર્વ સહેવું. ૨

અજાણ્યું અથડાય છે, દીલ મુઝાય છે, સત્ત્વને તમસ જુદાં એ જાણે;
અંતર જોડીને, ઉલટથી દોડીને, ભેટ તું ભક્તિ તારી પ્રમાણે. ૩

આણીને વ્હાલ તું, કાપ મોહજાળ તું, પાસે મુકીને શીદ બહાર દોડે ?
વૃદ્ધ જે ઘર તણાં, રાખી નથી કૈં મણા, ગુણ તેના કદી ના તું છોડે. ૪

ત્રિગુણ એ રુપ છે, સૃષ્ટિનો ભૂપ છે, હું તો નમું છું તેને વારે વારે;
પામર પ્રાણી તે કેમ જાણી શકે, એવું જાણી ક્ષમા કરવી તારે. ૫

ઘર છે તાહરું, નથી લેશ માહરું, રાખે તું જેહને કોણ ઝાલે !
અવગુણ અતિ ઘણા, નવ જોઇ કોતણા, શરણ આવે તેને તું રે પાળે. ૬

એવું હું જાણીને, બહુ સુખ માનીને, ચંદ્રશેખર તણે શરણુ આવી;
ભક્તિ તું આલજે, મુજ અઘ બાળજે, તારા મનમાં પ્રભુ ! મ્હેર લાવી. ૭
અનુભવિની અંતરે, તુજ તણા મંતરે, જગતમાં કાલ નિર્ગમન કરતી;
તુજ તણે દર્શને, મન તણે સ્મરણ એ કામ સંસારનાં સર્વ કરતી. ૮

## તરંગ ૫૧

**[ જંજાળી જીવડા ! જાંજવાં જોઇ શું રાચે ?—એ ભજનની રાહ. ]**

સંસારી જીવડા ! શાને તું બંધનો બાંધે ?
નિષ્કામ રહી તું કહેને કાં બ્રહ્મ આરાધે ? સંસારી૰ ૧

મારું તારું મનથી મુકી સર્વ સમાનજ ગણજે;
ઉલટ નાખી અંતરમાં તું બ્રહ્મમંત્રને ભણજે. સંસારી૰ ૨

મુક્તિ બંધીનાં પાનાં પઢી તું ઘટમાં ઉંડું વિચારે;
સંસાર બંધન છોડી તો તું બ્રહ્મ સુરતમાં ધારે. સંસારી૰ ૩

ભૂતકાલના સંસ્કાર તુજ પડીઆ છે કૈં સારા;
તો પણ માયામાં ભુલી તું બ્રહ્મ મુકે વિસારા. સંસારી૰ ૪

અનુભવિની અનુભવ કરીને મનને શીક્ષા દે છે;
અવિદ્યામાંથી જગાડી તુંને બ્રહ્મવિદ્યાએ કહે છે. સંસારી૰ ૫

## તરંગ ૫૨

[ પદ. ]

દીનને સંભારો રે ! મારા કૃષ્ણહરિ !
કોઇ કહેશે કપટી જુઠો, મારે મન બાળો ભોળો;
કોઇ કહેશે આઘો પાછો, મેં તો પ્રાણે જોડયો રે ! કૃષ્ણ૦ ૧
કોઇ કહેશે મારો તારો, મારે મન સદાએ મારો;
કોઇ કહેશે નિર્દય નગુરો, મારે મન ગુણભંડારો રે ! કૃષ્ણ૦ ૨
સચ્ચિદાનંદ મારો, જીવન રસ પુરનારો;
અગમ નિગમ તોએ મારો જીવનગારો રે ! કૃષ્ણ૦ ૩

તા. ૨-૩-૨૦

## તરંગ ૫૩

[ કાફીના રાહમાં. ]

જેને જગ જાણે રે! તેને જગ ઓળખે નહીં;
જેને વિરલા જાણે રે! તેને જગ ઓળખે નહીં. ૧

દત્તાત્રયે જીવન જાણ્યું રે! જગ જાણ્યું તેણે નહીં;
નરસૈંયો જીવન મહાલ્યો રે! તેણે જગ માણ્યું નહીં. ૨

મીરાંએ આનંદ માન્યો રે! તેને જગ ખારો લાગ્યો;
ભર્તૃહરિએ તજ્યું રાજ્ય રે! ગુફામાં રસ તેને લાગ્યા. ૩

કાશીબાને લાગ્યો રસ રે! સર્વ સુખો તેમણે તજ્યા;
મઢુલીમાં મહાલ્યાં રે! પ્રેમે પ્રભુજીને ભજ્યા. ૪

મોહન મૂર્તિ ન્યાળી રે! જેણે અંતર ઉલટ ધરી;
ભાવટ તેની ભાંગી રે! જગની જાળ કપાઇ ગઇ. ૫

અનુભવિની આનંદી રે! જગતતણી ગુંચણી જોઇ;
ઇશ્વરને આરાધે રે! વૃત્તિઓ સૌ ત્યાગે પ્રોઇ. ૬

તા. ૨૯-૪-૨૦

## તરંગ ૫૪

[ ધુન. ]

બોલો સૌ સંતો! હરિ હરિ રે! તમે સૌ હરિ હરિ રે!
રામચંદ્રનો જન્મ થયો ત્યારે દશરથરાયે સભા ભરી;
વૈકુંઠેથી વિષ્ણુ પધાર્યા ચાર હાથ ચાર આયુધ ધરી. બોલો૦ ૧
બ્રહ્મલોકથી બ્રહ્મા પધાર્યા ચાર મુખે ચાર વેદ ભણી;
ઇશ્વર કૈલાસેથી પધાર્યા નંદી પર અસ્વાર બની. બોલો૦ ૨
ફરતા ફરતા નારદ આવ્યા હાથે તંબુરુ વીણા ધરી;
વનવાસી કો ઋષિ પધાર્યા હાથે માળ રુદ્રાક્ષ ધરી. બોલો૦ ૩
અમરાપુરીથી ઇંદ્ર પધાર્યા પુષ્પતણી કૈં વૃષ્ટિ કરી;
રામચંદ્રનું મુખ નીહાળી દેવ સર્વએ સ્તુતિ કરી. બોલો૦ ૪
જડ ચેતનની વિભૂતિઓ સૌ અભિનંદન કરી પાયે ઢળી;
અનુભવિનીએ આનંદ લીધો રામચરણમાં ચિત્ત ધરી. બોલો૦ ૫

તા. ૨૩–૯–૩૨

## તરંગ ૫૫

**[ આશાગોડીની ચાલ. ]**

**ભજ મન! અણુચિંતવ્યો આધાર, અણુચિંતવ્યો આધાર;**
ધરમાં છે પણ કોઇ ન જાણે કેવો છે એનો આકાર. ભજ૦ ૧
સાક્ષીની પેરે જોયા એ કરતો, આઘો ન જાય લગાર. ભજ૦ ૨
સૌમાં સરખો સૌથી જુદો, કોથી ન થાયે નકાર. ભજ૦ ૩
જગત વીશે એ લીલા કરતો તોએ ભાસે કીરતાર. ભજ૦ ૪
સર્વ વસ્તુની સાક્ષી આપે એવો એનો વેવાર. ભજ૦ ૫
સૂક્ષ્મ શરીરમાં યાદ કરાવે ભુલે નહીં તલભાર. ભજ૦ ૬
જ્ઞાન થકી એનું ચિંતન કરતાં ફરી ન આવે અવતાર. ભજ૦ ૭
અનુભવિનીએ અનુભવ કીધો, લીધો ચિત્તમાં સાર. ભજ૦ ૮

તા. ૧૩-૨-૨૩

## તરંગ ૫૬

**[તમે પોઢોને સારંગપાણી ! તારી અખીઆંએ નીંદ ભરાણી—એ રાહ.]**

એમ કહે છે યશોદા રાણી તમે પોઢોને સારંગ પાણી !
કહાન ! નીંદ ઘણેરી આવે, નંદબાવા તુંને ઝુલાવે;
ઉભી ગોપી રહી દોરી તાણી. એમ૦ ૧

ગોપી ગીત મધુરાં ગાયે, બલિભદ્રજી તુંને કુદાવે;
નીંદ મુખ જાયે કરમાઇ. એમ૦ ૨

રાઢ મુકો કહાનાભાઇ ! હું તો કયારની રહી સમજાવી;
આપું મોર ને ચકલી આણી. એમ૦ ૩

મીસરી માખણ ખાવા લાવું, તુ માગે તે આપું ખાવું;
લાવું જમનાનું મીઠું પાણી. એમ૦ ૪

ઘડપણમાં તુ શાને સતાવે ? તારા નંદબાવાને દુભાવે !
મારું ચિત્ત લીધું તેં તાણી. એમ૦ ૫

લાવો મીઠું, લાવો વળી રાઈ, કોઇ ગોપીની નજરો લાગી;
માતા રાડ થકી ગભરાણી. એમ૦ ૬

જોઇ પ્રીત માતા કેરી ઘણી, હરખાયા ત્રિભુવનધણી;
માતા યશોદા શી હરખાણી ! એમ૦ ૭

અનુભવિની આનંદે ગાયે, કપટી કહાનને વારી જાયે;
બોલે પ્રેમભરી એ વાણી. એમ૦ ૮

તા. ૨૦–૭–૨૩

## તરંગ ૫૭

### [ પ્રભાતીયું. ]

માત જસોદા કૃષ્ણ જગાવેઃ જાગોની નંદલાલા રે!
આંગણીઆમાં સુરજ ઉગ્યો, તિમિર ગયું મુજ વ્હાલા રે! માત૦ ૧

દાતણપાણી કરો જીવણજી! આરોગો દુધપ્યાલા રે!
ગોકુલીયું મુખ જોવા તલસે, આવી ઉભી ગોપબાલા રે. માત૦ ૨

ટોળે સૌ ગોવાળ મળ્યા છે બંસરીએ ગીત ગાવા રે;
જગતને કારણ ભક્ત ઉદ્ધારણ નયન ઉઘાડો કાલા રે! માત૦ ૩

મોરલીઆ આંગણમાં નાચે ટેહુ કરી રસાળા રે;
ગાય ચરાવા જાવું કાનુડા! પહેરોને ગુંજા વ્હાલા રે! માત૦ ૪

ગાયો બરાડો પાડે સુજને, છોડો વાછરડાં લાલા રે!
ગોળી મહીં મહી ભરીયું કહાના! ગોપી ઉભી છે વલોવા રે. માત૦ ૫

પુત્રને પ્રેમલ ભાવેથી માતા કરે છે કાલાવાલા રે;
અનુભવિનીને અંતર પ્રેમે દર્શન દોની દયાળા રે! માત૦ ૬

## તરંગ ૫૮

મનમોહન બ્રહ્મ અમારો !
તમે કોઇએ ન નીહાળ્યો, મેં તો પલ્લો એનો ઝાલ્યો;
મનમોહન૦ ૧

આખા જગતમાં રહેનારો, ઘટઘટ રમનારો;
ફુળફુલમાં વસનારો. મનમોહન૦ ૨

જ્ઞાન ઇંદ્રિયમાં ઘુમનારો કર્મ ઇંદ્રિયને દોરનારો;
કરે આંખનો પલકારો. મનમોહન૦ ૩

અનુભવિની કેરો આરો, પ્રાણુધમણુ ધમનારો;
જુઓ કીકીનો ચમકારો. મનમોહન૦ ૪

## તરંગ ૫૯

[ તને ચઢે છે તેલ ને સીંદુર રે શામળા બજરંગી—એ રાહ. ]

તારા ભક્તજનો સંભાળ રે શામળા ગિરિધારી !
તારી મોટી ઓથ દયાળ રે ! શામળા ગિરિધારી !
વરાહરુપ ધરીને પ્રભુ ! તેં હિરણ્યાક્ષને મારી,
ઋષિમુનિને સહાયતા કીધી; ઉગાર્યા તપધારી; શામળા૦ ૧

પ્રજા સૌને પીડવા લાગ્યો બાંધવનું વેર ધારી;
ભક્ત પ્રલ્હાદની વ્હારે ધાયા હિરણ્યકશ્યપ મારી. શામળા૦ ૨

ઇંદ્રજિતને રણમાં રોળવા બંધુ રાખ્યો નીરાહારી;
ભક્ત વિભીષણને લંકા આપી રાવણને સંહારી. શામળા૦ ૩

ઋષિમુનિઓએ ભેદ કરીને શબરીને જ્યારે મારી;
શબરી ઘેર જઇ સુખે જમીઆ એઠાં બોર મુરારિ. શામળા૦ ૪

વાટ જોઇને બેઠો ત્યાં તો દુર્યોધન અહંકારી;
ભક્ત વિદુરની ભાજી ખાધી રાજવી અહંકાર મારી. શામળા૦ ૫

દુઃશાસન સભામાં લઇ આવ્યો દ્રૌપદી પાંડવી નારી;
ચીર પુરી એની લાજ સંભાળી, બહુ કરી ગિરિધારી! શામળા૦ ૬

અર્જુન કેરો રથ હંકાર્યો, કરી પાંડવ મિત્રાચારી;
સૈન્ય કેરા સંહાર કરીઆ ને ધર્મ કર્યા છત્રધારી. શામળા૦ ૭

ભક્તની ભીડે વહેલેરા આવે હોંસે સંયમધારી;
મારા અનુભવ એવા થયા છે સત્ય વાત વિચારી. શામળા૦ ૮

તા. ૧૭-૭-૨૫

## તરંગ ૬૦

**[વાગી વાગી સ્વયંવરમાં હાંક એ નળ આવ્યો રે—એ રાહ.]**

કાનુડો શો કામણગારો હો વેણુ વાગે છે!
નૈસર્ગિક નાદ દેનારો હો વેણુ વાગે છે!
યાદવકુલ અવતંસ હો વેણુ વાગે છે!
લક્ષણવંતો એ સબરસ હો વેણુ વાગે છે!
માતા જસોદાનો બાલ હો વેણુ વાગે છે!
એની ઠમકંતીશી ચાલ હો વેણુ વાગે છે!
કનૈયો ગોપને વ્હાલો હો વેણુ વાગે છે!
છોડે વાછરડાં દયાળો હો વેણુ વાગે છે!
લઇ બાલકડાં ધવડાવે હો વેણુ વાગે છે!
મુરલીના નાદ ગજાવે હો વેણુ વાગે છે!
શી બાળકની ચતુરાઇ હો વેણુ વાગે છે!
વ્રજનારી ચરણ નમાઇ હો વેણુ વાગે છે!

## તરંગ ૬૧

દિવસ સાત વરસાદ વરસીઓ ગોકુળ ગામે રેલ ચઢે;
કૃષ્ણ પ્રભુ શા આંગળી ઉપર ગોવર્ધનગિરિ શીર ધરે!
દિવસ૦ ૧

ગોપગોપિકા ધેનુ સૌને ગિરિ નીચે જો! ભેગાં કરે;
ઉંચું ભાળી કૃષ્ણપ્રભુને બેઉ કર જોડી વિનતિ કરે.
દિવસ૦ ૨

જુઓ, જુઓ! મહારાજ! અમો પર ગોવર્ધનગિરિ નારે પડે;
મેઘરાજા ચઢીઆ જોરે વેગે મુશળધાર પડે.
દિવસ૦ ૩

માત યશોદા કહાનાને કહે, રખે ગોવર્ધન નીચે સરે;
બાળકૃષ્ણની છબી નીહાળી ઈંદ્રરાજજી ચરણ પડે.
દિવસ૦ ૪

## તરંગ ૬૨

[ શું જાણે વ્યાકરણી, વસ્તુને શું જાણે૦—એ રાહમાં. ]

અજ્ઞાની શું જાણે શુભ કરણી ?
માયા આવરણે હૃદય ઢંકાણું,
કેમ જાણે ભવતરણી ! અજ્ઞાની૦ ૧
સર્વાંગે તુંમાં બ્રહ્મ ભર્યો પણ,
જ્ઞાન વિણ શકે કેમ વરણી ? અજ્ઞાની૦ ૨
મહેલ ઝરુખામાં ફરતી ફરે પણ,
મોજ ન જાણે સાવરણી. અજ્ઞાની૦ ૩
નાભિકમલમાં કસ્તુરી પણ,
જાણે સુગંધ ન હરણી. અજ્ઞાની૦ ૪
ગળ્યું કડવું રોજ ગળે પણ,
મીઠું કડું ન જાણે ગરણી. અજ્ઞાની૦ ૫
અનુભવિનીએ અનુભવ લીધો,
સદા રહે બ્રહ્મશરણી. અજ્ઞાની૦ ૬
ધન નિજ મધ્યે ઘણુંએ ભર્યું પણ,
બોલી શકે નહીં ધરણી. અજ્ઞાની૦ ૭

## તરંગ ૬૩—ચંદ્રશેખર મંદિર.

[ પ્રભાતીયું. ]

એટક તુજ તણી શોભાતી અતિ ઘણી, અલ્પમતિ હોય તે શું રે ગાય?
ગોખ છે દક્ષિણે, પાટ છે પશ્ચિમે, દ્વાર ઉતરાતું તારું કહેવાય. ૧

ભોંય છે છોયલી, ભીંત છે ધોવલી, દ્વાર ને જાળી ફરતી રે કહાવે;
સમય સન્મુખ છે, જલ તણું સુખ છે, પીતલ પાત્ર ભરીને લાવે. ૨

સિંહાસન શોભતું, શામળો ઓપતું, સ્નાન કરીને પ્રભુ! તું રે બેસે;
પવન વાઈ ઘણો આવી આકાશનો, તુજ મંદિર માંહી તે પેસે. ૩

વિપ્ર પૂજન કરે, ધ્યાન તારું ધરે, ભક્તિભાવે પ્રભુ! તું રે રીઝે;
સેવકદર્શને રાખી, મન ધારણે આવતા તેને તું કદી ન ખીજે. ૪

ભક્તિવશ ભૂપ છે, શું અહો! રુપ છે, તુજ દર્શન થકી પાપ જાયે;
શંકર શિવહરિ! ભક્તિ તારી ખરી શરણ આવ્યાંને તું સહાય થાએ. ૫

## તરંગ ૬૪

[ આલો ડાકોરમાં જઇ વસીએ—એ રાહ. ]

ચાલો ચંદ્ર શેખર મંદિરીએ;
મને ઘેલી કરી શિવહરિએ રે! ચાલો૦ ૧
મંદિર જાતાં સુખીઆં થાતાં,
પાપ માત્ર વીસરીએ રે! ચાલો૦ ૨
મંદિર મોટું શોભે શિવ તું;
આપ્યું કૃપા કરી શ્રી હરિએ રે! ચાલો૦ ૩
મંદિર જઇએ ને નિષ્પાપ થઇએ;
ચંદ્રશેખર ધ્યાન ધરીએ રે! ચાલો૦ ૪
નંદી અસ્વારી ને પાર્વતી નારી;
શિવ છબી ઉર મહીં ધરીએ રે! ચાલો૦ ૫
દુષ્ટ સરકાવ્યા ને સેવક રખાવ્યા
કૃપા એ કેમ વીસરીએ રે! ચાલો૦ ૬
રક્ષણ કરજે ને દુ:ખડાં હરજે
તારે શરણ અમે રહીએ રે! ચાલો૦ ૭

## તરંગ ૬૫

[ અંધારી રે રજની પ્રગટયા, ઓરડે થયાં અજવાળાં રે—એ રાહ ]

ચંદ્રશેખરના રે ગુણ ગાન ગાઇ હું તો કૃતારથ થાઉં રે!
પ્રથમ વસીઆ દક્ષિણ શૃંગેરી જે છે એમની નગરી રે!
અખંડ દીવા ત્યાં તો બળે ને સદાવ્રતો અપાય રે.
ચંદ્રશેખરના૦ ૧

મુળ સ્થાનક છે એમનું ત્યાંહી, હવે પ્રભુ આવ્યા આંહી રે!
આવી વસીઆ ભૃગુપુર માંહી દિશા દક્ષિણ જ્યાંહી રે.
ચંદ્રશેખરના૦ ૨

મંદિર એમનું કેવડું મોટું શોભે છે શિવ સોતું રે!
મંદિર એમને ફરતી જાળી દર્શન કરે સૌ ન્યાળી રે.
ચંદ્રશેખરના૦ ૩

ચંદ્રશેખરનું કેવું રે રુપ! જાણે બેઠા મુળ સ્વરુપ!
નંદી ઉપર કીધી અસવારી, અર્ધાંગે ઉમીઆ પ્યારી.
ચંદ્રશેખરના૦ ૪

ડાબે સ્કંધે જનોઇ વિરાજે, જટામાં ગંગા બિરાજે;
ચંદન તિલક કરીયું ભાલે, ચંદ્ર ઓપે શો કપાળે।

ચંદ્રશેખરના૦ ૫

શરીરે કીધું રે ભસ્મલેપન, એમનું થાતું નિત્ય પૂજન;
શુકલ પક્ષમાં રે ચંદ્ર ખીલે જેમ કાળાશ બદલે એમ.

ચંદ્રશેખરના૦ ૬

કૃષ્ણ પક્ષમાં રે ચંદ્ર ઘટે જેમ કાળાશ વાધે તેમ;
દુષ્ટ દુર્જનને દૂર રખાવે, સેવકને સંભાળે રે.

ચંદ્રશેખરના૦ ૭

સેવક ઉપર એ કરુણા કરે ને અરજી ઉરે ધરે રે;
ચંદ્રશેખરના ગુણ ગાયે તે કૈલાસે જાએ રે.

ચંદ્રશેખરના૦ ૮

## તરંગ ૬૬

**[ વાગી વાગી સ્વયંવરમાં હાક ઓ નળ આવ્યો રે એ રાહ. ]**

મને મહેર કરી છે આજ શામળીઆ ! સાચારે !
મારી સાખ પુરી મહારાજ ! શામળીઆ ! સાચારે ! ૧
તું તો સાચા પર પામે રીઝ શામળીઆ ! સાચારે !
તને જુઠાં પર આવે ખીજ શામળીઆ ! સાચારે ! ૨
મુજ રંક તણા રખેવાળ શામળીઆ ! સાચારે !
તું લે છે મુજ સંભાળ શામળીઆ ! સાચારે ! ૩
હરિહર જેવો દાતાર શામળીઆ ! સાચારે !
તારો આનવ પામે ન પાર શામળીઆ ! સાચારે ! ૪
ભલા સેવક આણ્યા ભવન શામળીઆ ! સાચારે !
ચંદ્રશેખર તુને ધન્ય ધન્ય ! શામળીઆ ! સાચારે ! ૫
તું લેજે સેવકસંભાળ શામળીઆ ! સાચારે !
દીનબંધુ દીનદયાળ શામળીઆ ! સાચારે ! ૬
છે અલ્પ મતિ અતિ મારી શામળીઆ ! સાચારે !
હું તો વિનતિ કરું છું તારી શામળીઆ ! સાચારે ! ૭

## તરંગ ૬૭

**(રસીંભ સાસુજી દે છે વહુજી! રહો ઢંગે—એ રાહ)**

ઇશ્વર નામનો હીરો રે હાં રે! મારે હાથે ચઢયો;
પહેલ પાડી મેં પ્રેમે રે કંઠ સાથે મેં તો મઢયો.
ઇશ્વર૦ ૧

રાતદિન હું જોતી રે બાહ્ય ચક્ષુ મીંચી મીંચી;
રંગે એના મોહોતી રે નામ ધડયું અમૃત સીંચી.
ઇશ્વર૦ ૨

કીંમત નવ થાએ રે ફરી હું તો વાટે ને ઘાટે;
હીરો લઇ ફરી વળી રે ગાંધી દોશીડાને હાટે.
ઇશ્વર૦ ૩

મહાસંત ઝવેરી રે મળ્યા મને એક ટાણે;
સૌના કંઠમાં હીરા રે પહેરી આનંદ માણે.
ઇશ્વર૦ ૪

આપ કૃષ્ણ! ઝવેરી રે અર્જુનશું મૈત્રી બાંધી;
એમ સમજી આનંદું રે હીરા સંગે દોરી બાંધી.
ઇશ્વર૦ ૫

તા. ૧–૩–૪૦

## તરંગ ૬૮

સંસાર મધ્યે હાલી મહાલી એવું છે તુંજ નામ;
વ્હારે ચડજે બિરુલા! રાખું તારી હામ. ૧

દયા કરજે દીનને અંત સમયના બેલી!
ચરણે ચિત્ત રખાવજે રખે મુકે એકલી. ૨

## તરંગ ૬૯

[ દોહરા ]

પ્રથમ જગત પેંદા થયું, પ્રાણુ તણો આધાર;
તે મધ્યે પછી પ્રાણીઓ ઉપન્યાં આ સંસાર. ૧

સૂર્યગતિ સમ દેહડી રાતદિવસ પલટાય;
જન્મમરણની ગતિ અહા ! સમય સમય પલટાય ! ૨

રમતાં જમતાં કુદતાં કરતાં આનંદ અપાર;
માણેક ભૂષણુ પહેરતાં ન્યૂનતા ન્હોય લગાર. ૩

ન્હાતાં નિર્મળ નીર થકી–તાપી સમ શાં નીર;
સુખ સ્વર્ગનાં માણતાં પહેરી સુંદર ચીર. ૪

આભે ઉંચું દેખતાં તારાના ચલકાર;
હસ્તરેખા ધન ઓપતી ઇશ્વરનો ઉપકાર. ૫

જોતાં જોતાં ત્યાં જડી અલભ્ય વસ્તુ એક;
ઇશ્વરની સત્તા થકી કરતાં ચમન કલોલ. ૬

કેસર કસ્તુરી મ્હેકતાં અગરુ ચંદન ધુપ;
નિર્ભય રહેતાં નગરમાં, મન મીઠાઇના કુપ. ૭
ઘનશ્યામ મૂર્તિ વધાવતાં દિવસ થયા ધન્ય ધન્ય;
સૂર્ય સમોવડ તેજ ને સવિતા જેવું વદન. ૮
આ સમે બાલા બોલતી સુખનું આ તો સ્વપ્ન;
ભગવતે ત્યાં પાલટયો ઘડી ઘડીનો રંગ. ૯
તારા ઝાંખા થઇ ગયા ! ઘનરેખા ધોવાઇ !
આભૂષણ આઘાં ગયાં, મનમાં ચિંતા થઇ. ૧૦
સૂર્યકીરણ ચઢતાં થતાં રાત ગઇ કૈં દૂર;
વળી આનંદો ઉછળ્યા તપતાં દિવસ તુર. ૧૧
મધ્યાન્હ ઝટ ચાલ્યા ગયા, સાંજ પડી ગઇ ત્યાંય;
સહેજ થયો સંધ્યાસમય તારા ન દીઠી કયાંય ! ૧૨
ઘનરેખા દીઠી નહીં, એવે ગયા ત્યાં પ્રાણ;
દેહ શૂન્ય પડી રહ્યો ઉગ્યો ત્યાં તો ભાણ. ૧૩
એવે લક્ષ્મી અતિ ઘણી આવી ત્યાં ઘર મહીં;
અજવાળાં ઉર ઓરડે આનંદો જહીં તહીં. ૧૪

## તરંગ ૭૦

[**સાખી**.]

તન મન ધનથી સુખી થજો, કરજો પર ઉપકાર;
પામો માન આ મહી પરે, સ્થળ સ્થળ જય જયકાર !

આયુષ્ય લાંબુ ભોગવો, કરી જ્ઞાન ઉપયોગ;
સુપત્નીનો સહયોગ ને સુપુત્રના સંયોગ.

માતા કેરી શીખ ચીવટથી માની લઇ;
સંસારે વધતા જજો, રક્ષશે પ્રભુ જહીં તહીં.

માતા કેરા પાડ પ્રેમે વાળી દઇ બધા,
લઇ માતા આશીષ સંસારે તપજો સદા.

૨૦-૭-૧૯૧૦.

## તરંગ ૭૧

[ છપ્પા. ]

માતા કેરું રત્ન પુત્ર! રઢીઆળો કહાવે;
માતા કેરું મુખ ઝાંખું હેતથી હસાવે,
માતા કેરાં દુઃખ મધુર તુજ વચને જાશે;
માતા કેરી ભુખ મધુર તુજ વચને નાસે.
માત સુપુત્ર સોહામણા સંસારનો તું સાર છે;
કુલ ઉદ્ધારક દીવડા! કૈં પેઢી તારણહાર છે.

૨૩–૭–૧૯૧૦.

## તરંગ ૭૨

[ છપ્પો. ]

દાયક ભાખ્યું ધન્ય પુત્ર! તેં સફલજ કીધું;
ઝંખે મુખ આનંદ અમી કે માને પીધું.
ફરી હું દઉં આશીષ: શરીર મન સુખમાં રહેજો!
ફરી કીર્તિ ચોદિશ માનપ્રીતિને વરજો!
આયુષ્ય લાંબુ ભોગવી ઉદ્યમ કેરા યોગથી.
ઉજાળજો નિજ કુળને અમર કૃતિઓ આદરી.

૧૯–૭–૧૦.

## તરંગ ૭૩

[છપ્પો.]

પૂર્વે મુનિ કપિલ જ્ઞાન માતાને આપ્યું;
કીધો માત ઉદ્ધાર, સાંખ્ય સુપુત્રે સ્થાપ્યું.
તેવો જોઉં છું પુત્ર! રખે અજ્ઞાને ભુલે;
લઇ જ્ઞાન તરવાર ઝુક સંસારે ખુલ્લે.
જીવનમાં જસ આપી મોક્ષ પાઠવજે મુને;
તુજ કાજે અવતરી બની સંસારી પ્રીતે.
આશા મારી એક છે: તુજ સ્કંધે ચઢી હું પરવરું;
સંસાર ગાળી આનંદમાં, તુજ આંખડી આગળ મરું.

## તરંગ ૭૪

**[ જગત બત્રીસી ]**

બત્રીસી છે બુરી, જગતની બત્રીસી છે બુરી.
વૃદ્ધનું લઢવું વહેમે ગુંથાવું, ખોટે મમત ચઢી. જગતની.
ઉદ્યોગ હીંમત મળે ન કોને, જ્ઞાનઘટે અધુરી. જગતની.
આપણ ઉપરાંત દુનીઆ નહીં કૈં, જ્ઞાનેન્દ્રી પોતાની ખરી. જગતની.
ભણેલાને ભરમાવી મુકે, જાણે પોતે ગયા સૌ તરી ! જગતની.
મોટા મોટાને ચાવી રે નાંખી વાણી અશુભ ઉચ્ચરી. જગતની.
ઉગતા ભણેલાને ચાવીરે નાંખે ઇર્ષ્યાએ કુંચો કરી. જગતની.
ગર્ભવતીના ગર્ભને ચાવે બેસે ત્યારે જીવ હરી. જગતની.
પાંચ મળી પટલાઇ કરે છે તુચ્છ શબ્દ બહુ કરી. જગતની.
જ્ઞાતિ બગડી જાતિ બગડી વર્ણસંકરતા ભરી. જગતની.

## તરંગ ૭૫

### ચિ૦—ને.

[ગિરધારી રે! અંતર વાત વિચારો—એ રાહ.]

મારી રે! રૂપાળી રઢીઆળી, તારી વાણી કાલી કાલી!
તું તો પ્રેમની પુતળી કહાવે રે, માતા પાસે તું દોડતી આવે રે;
તું તો આવે રે, રમતી ભમતી પાસે, તું વિના માત વીમાસે. ૧

આવી મીઠી આંખે જોતી રે, ભુખ વિના નહીં તું રોતી રે;
તારું મુખડું રે, દીસે બહેની! હસતું, મુજ ઘર કીધું તેં વસતું. ૨

તું તો લક્ષ્મીઉદરની દેવી રે! જન્મી ત્યારથી જાણું એવી રે;
ખટ માસમાં રે, લક્ષણ તારું પુરું, નથી લાગ્યુ મને રે અધુરું. ૩

તું તો આવીને બેસતી ખોળે રે, વય નાનું પણ સાનમાં બોલે રે;
તું તો મારો રે, આનંદનો ઓવારો, સાહ વરસે આવ્યો વારો. ૪

રહેજે ચિરંજીવી તું દેવી રે! છે પિતાના રૂપ જેવી રે;
સંસારે રે, સુખી સુખી થાજે! તુજ માતપિતા સુખ કાજે. ૫

થઇ મોટી તું ઝાઝું ભણજે રે, સદ્‌ગુણ બધા સંઘરજે રે;
મારી વ્હાલી રે ! માનજે શીખ તું મારી, દીલડામાં રુડું ધારી. ૬

નવ રાખતી મનમાં ગર્વ રે, મોટાં કહે તે સુણજે સર્વ રે;
જે કો બાળા રે, વિવેક ચાલે ચાલે, માતતાતને સુખ એ આલે. ૭

તું તો સુખી થશે મન માંહે રે, માન વધશે તારું ઘેર ઘેર રે;
સહુ લોકો રે, જસ બહેન! તારા ગાશે, તુજ માતપિતા હરખાશે. ૮

વ્હાલ ઝાઝેરું તુજ પર થાએ રે, નિત્ય ગુણ તારા સૌ ગાએ રે;
લઉં હૃદયે રે, ચાંપું ભાવે ભાવે, મારી દેવી તોલે કોઇ ના'વે. ૯

એવું કહેતી પિતામહી ફુલે રે, મારી બાલકીના ગુણ અતુલે રે;
તુજ પિતા રે, કહે તે કાને ધરજે, માડી કામ સોંપે તે કરજે. ૧૦

રજા લઇને તું રમવા જાજે રે, મીઠા રાગે જીવનગીત ગાજે રે;
મારી વ્હાલી રે ! રુપાળી રઢીઆળી, તારી બોલી કાલી! ૧૧

## તરંગ ૭૬

### ચિ૦ સરલાને જોઇને.

બાલક બહુ રૂપાળું! ભરી ભરીને નેણ હું તો ન્યાળું!
ગાલે છે ખંજન, આંખે છે અંજન, બોલે શું કાલું કાલું! બાલક૦ ૧
વહાલા મહીં એ વહેલું ઉઠે ને પહેલું ધરે મુખ પ્યાલું. બાલક૦ ૨
બેસે એ ખસતું, ફરે છે હસતું, હેતે ઝડપથી હું તો ઝાલું. બાલક૦ ૩
કાને કડી, એને હાથે છે કલ્લી, કેડે સોહે કડીઆળું. બાલક૦ ૪
ઘુંટણે ભમતું, ભાવેથી જમતું, પાનબીડી હાથે આલું. બાલક૦ ૫
બેસે ઘુંટણીએ બારી ને ઓટલે, બેસી હશે રઢીઆળું. બાલક૦ ૬
પડતું આખડતું રાખું હું રડતું, મુખમાં સાકર ઘાલું. બાલક૦ ૭
પારણીએ પોઢે, ઓઢણુ ઓઢે, ખાંતે હું એને હીંચોળું. બાલક૦ ૮
બાપ બોલાવે, એના કાકા ફુલાવે, દાદી હું દુઃખડાં ટાળું. બાલક૦ ૯
માતાને વ્હાલે એ જાતું મોસાળે કેમ કરી એને ખાળું? બાલક૦ ૧૦
ખાવાનું માગે, સાલું વ્હાલેરું લાગે, રંગે સોહે રસીલું! બાલક૦ ૧૧
બે દંતુ દીસે, ખાવાને હીસે, ચેનાં કરે ચટકાળું. બાલક૦ ૧૨

એ તો રુડું રતન, એનાં કરજો જતન, એથી ઘરમાં હોય અજવાળું.
બાલક૦ ૧૩

પાછાં વળજો વ્હેલાં, આવી મળજો પહેલાં, હું તો તેડું કરીશ
વહેલું વહેલું. બાલક૦ ૧૪

વહેલાં વળજો બેટી! કોણ દે પાનપેટી? મારી આજ્ઞા કરી
પાળું. બાળક૦ ૧૫

બાલક બહુ રુપાળું! હું તો નેનો ભરી ભરી ન્યાળું. બાળક૦ ૧૬

## તરંગ ૭૭

### વિદ્યાર્થિની

[સાહેલડી! સુખીઆરી રે ચાલો પાણી લેવા પાણીઆરી – એ રાગ.]

સૌ બાલિકા ભણવા ચાલી રે હાથમાં પાટી ને ચોપડી ઝાલી!
નિર્દોષ મુખડે મલકાતી ચાલે, મીઠી વાતો કરે શી રસાળી!
દીસે આનંદી ને ચાલે સ્વછંદી, એક એકનું મુખ ભાળી. સૌ. ૧

કો ગોરી, કોઇ શ્યામલડી, કોઇ ડોક હલાવે રઢીઆળી;
મોતીની સેર જેવા દાંત દીસે કોના, ઓઠ જાણે પરવાળી! સૌ. ૨

નિશાળ આવતાં ગંભીર બનતી પેસે નીચું શું નીહાળી!
પોતપોતાને આસને બેસી પાઠ વાંચે શી ભણનારી! સૌ. ૩

નાની નિર્દોષ તોએ પ્રૌઢા કો નાર શી ચાળા કરે નાની નારી;
બાઇ દેખીને ઠંડી પડી જાય! બોધ કૈં મન લે ઉતારી! સૌ. ૪

૫–૫–૧૯૨૫.

## તરંગ ૭૮

### પંચગની.

[ **રાજા ! તારા ડુંગરીઆમાં બોલે ઝીણા મોર-એ રાહ.** ]

પંચગનીના ડુંગરીઆમાં ટહુકે નહીં કહીં મોર.
પોપટ ન બોલે, **પપૈ**આ ન બોલે. કોયલ **કરે** નહીં શોર;
જંગલ ઝાડું, વાડી ન દેખું, બાગ દીસે ડોર દોર. પંચગનીના ૧
પીંપળો વડલો કહીં નવ દેખું, આંબલીઆનું જોર;
કરમદાં શેતુર કેરીઓ પાકે, પાકે ન આંબલી બોર. પંચગનીના ૨
ભેંસ બળદ ને ગદ્દભ દેખું ચરતાં અહીં તહીં ઢોર;
વાઘજીભાઇએ કદી અહીં આવે, શીઆળબાઇના શોર. પંચગનીના ૩
પળમાં વર્ષા, પળમાં તડકો, પળમાં વાદળ ઘોર;
સંધ્યાએ સોનેરી વાદળ પશ્ચિમ રાતુંચોળ. પંચગનીના. ૪
મેઘધનુ કૈં આરકા ખેંચે, પવન કરે શું જોર!
કૃષ્ણાખીણુ શી સુંદર શોભે ટેબલ લેંડની કોર! પંચગનીના. ૫
ગુજરાતી બહુ થોડાં દેખું, દક્ષિણીનો શો દોર!
આરોગ્ય ને આનંદ કૈં લાધે, કસરત દેતી જોર. પંચગનીના. ૬

૧૨-૯-૧૯૨૫.

## તરંગ ૭૯

### ઘડીઆળ

[ગરુડ ચઢી આવજો ગિરધારી!—એ રાહ.]

ઘડીઆળ! ગુણ ગાઉં હું તુજ ભારી,
પૂર્વ યુગ કેરી વાત સંભારી;
તુને રેતીની શીશીમાં ભાળી. ઘડીઆળ૦ ૧

કાષ્ઠ માંહી તુંને શા જકડતા,
હવે સોના ચાંદી માંહી મઢતા;
કોઇ તો હીરામાણેકથીએ જડતા. ઘડીઆળ૦ ૨

તું તો વીલાયતી પટરાણી,
એકથી હજાર ખરચીને આણી;
હીંદ કેરી બની મહારાણી. ઘડીઆળ૦ ૩

કોઇના ગળા માંહી તું લટકે,
કોના ગજવામાં બેસે તું મટકે;
કોઇને હાથે પોંચી સમી ભળકે. ઘડીઆળ૦ ૪

પૂર્વે યુગમાં હતી તું નિશાળે,
હવે ઘરઘર ચચ્ચાર મહાલે;
તારા વિના ઘડીએ ન ચાલે. ઘડીઆળ૦ ૫

બાલક ને પુરુષોમાં તું ફરતી,
ભીંત ગોખલે તું ચકચકતી;
તું વિના નથી કળ અરે ! પડતી. ઘડીઆળ૦ ૬

શીશી ઉંધીચત્તીથી જણાતી,
તુંને ચલવવા ચાવી અપાતી;
તને જાણતાં એ હાથ વાળી. ઘડીઆળ૦ ૭

તું તો ટીકટીક બોલી રે કરતી,
રેડીઅમનો દીવો કેવો ધરતી;
ધોળા કાચને ઓઝલ રહેતી. ઘડીઆળ૦ ૮

બારથી છ ને છથી રે બાર,
બધા તુજ મુખ જોવા તૈયાર;
વણપુછી દેતી સમાચાર. ઘડીઆળ૦ ૯

કો કહે મને તું તો જગાડે,
કરર......કરતી તું બુમો રે પાડે;
માથે હાથ મુકે બુમ છોડે. ઘડીઆળ૦ ૧૦

જરા તું કદી માંદી જો થાય,
ઇસ્પીતાલે તને લઇ જાય;
સ્કુલ કોરટે કેમ જવાય ? ઘડીઆળ૦ ૧૧

મારાં સીક થયાં છે રે બાઇ,
વહેલી સારી કરી નાંખો ભાઇ !
નથી બોલતી શબ્દ હા ! કાંઇ ! ઘડીઆળ૦ ૧૨

મારું ઘર તો ચાલે એના વતી,
એવી સૂચના કો આપતું નથી;
બાઇ! રખે તું તો ભાગી જતી! ઘડીઆળ૦ ૧૩

મોટા કદમાં બરાડા રે પાડે,
લટકે શું લોલકને હલાવે;
ટકટક કરી જીવતી જણાએ. ઘડીઆળ૦ ૧૪

ગુણ તારા તે કેટલા ગાઉં?
વારે વારે તુજ મુખ જોવા આવું;
વહાણું વાતાં તુંને કેવી સહાવું? ઘડીઆળ૦ ૧૫

૨૦-૬-૧૯૨૫

## તરંગ ૮૦

[ મનહર છંદની ચાલ. ]

જ્ઞાન ભાન શક્તિ નથી અંતર આ મુજ મહીં;
જાણું નહીં છંદ પદ્ય રાગ કે ન રાગણી.
ઉરના તરંગ મારા લખી જાણું હું તો કૈં,
ખરું ખોટું જાણતી ન, રસિક હું કવિ નહીં.
વ્હાલાંના વિયોગ થાતાં આમાં દીલ વાલતી;
સત્ય શાંતિ પ્રેમપુરે ચિત્ત મારું વાળતી.



